

મહાકવિ સુબંધુ વિરચિત.

# વાસવદત્તા.

મૂળ સંસ્કૃત ઉપરથી ગુજરાતી ભાષાંતર

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા.

**છગનલાલ વિશ્વનાથ દ્વિવેદી.**

સતીધર્મ-પતિસેવા, સતીસમાજ, પુત્રધર્મ વગેરેના કર્ત્તા.

મુ૦ જામનગર.

સંવત ૧૯૬૮ સને ૧૯૧૨

પ્રત ૧૦૦૦

શ્રી 'લક્ષ્મી' પ્રિન્ટિંગ પ્રેસ ત્રણ દરવાજા-અમદાવાદ.

શા. મણીલાલ ઉગરચંદે છાપ્યું.

કીંમત. ૦—૧૨—૦

વાંચી ખાત્રી કરો.

માત્ર એક આનામાંજ

# પૈસા કમાવાનાં સાધન.

૬૦ પૃષ્ઠનું પુસ્તક સર્વ મનુષ્યોએ અવશ્ય વાંચી વિચારી મનન કરવા લાયક ચોથી આવૃત્તિ.


વિશ્વનાથ ગોવિંદજી દ્વિવેદી.

જામનગર-કાઠિયાવાડ

# ગ્રંથાર્પણ.

અખંડ પ્રૌઢ પ્રતાપ ગૌબ્રાહ્મણ પ્રતિપાળ
નેકનામદાર મહારાજાધિરાજ મહારાણાશ્રી
ઘનશ્યામસિંહજી રાજ સાહેબ બહાદુર
સંસ્થાન ધ્રાંગધ્રા.

રાજેન્દ્ર !

ભરતખંડના શ્રેષ્ટરાજાઓની પંક્તિમાં આપ પ્રથમ પદે બીરાજો છો, વિદ્યાજ્ઞાન સંપાદન કરી તેનો યોગ્ય લાભ આપના પ્રજાવર્ગને આપી તેમને સંતોષ પમાડો છો, તેમજ ન્યાય નીતિ નિપુણ છો, અને રાજ્યકર્ત્તાને શોભાવે એવા અનેક સદ્દગુણોથી આપ અલંકૃત છો, આપની પ્રજાના કલ્યાણ અને શ્રેયને માટે અહોરાત્ર તત્પર છો, રસીક લેખોનું પોષણ કરી ગ્રંથકારોને આશ્રય આપવાને ઉત્સુક છો, એવા એવા અનેક સદ્દગુણોથી આકર્ષાઇ આ "વાસવદત્તા" પુસ્તક આપ નામદારને માનપૂર્વક અર્પણ કરૂં છું તે સ્વિકારશોજી.

આપના સદ્દગુણોથી આકર્ષાયેલ
આપ નામદારશ્રીનો આભારી સેવક
(Sd.) છગનલાલ વિશ્વનાથ દ્વિવેદી.

# પ્રસ્તાવના.

આ લઘુ ગ્રંથ આપની સમક્ષ રજુ કરતી વખતે તેના સંબંધમાં કેટલીએક હકિકત જણાવવી દુરસ્ત ધારૂં છું. જે મૂળ સંસ્કૃત પુસ્તક "વાસવદત્તા"નું ભાષાંતર આ પુસ્તકમાં દાખલ કર્યું છે. તે મહાકવિ સુબંધુનું બનાવેલ છે. તે પુસ્તક વિષે વિદ્વાન પુરૂષોએ કેવા કેવા અભિપ્રાય આપ્યા છે; તે કાદમ્બરીના બનાવનાર મહાન્ કવિ બાણુ ભટે પણ પોતાના હર્ષચરિત્ર નામના પુસ્તકના પ્રથમના ભાગમાં દાખલ કરેલા નીચેના શ્લોક ઉપરથી સીદ્ધ થશે.

कवीना मगल दर्पो नूनं वासवदत्तया ।
शक्त्यैव पांडुपुत्राणां गतया कर्णगोचरं ॥

અર્થઃ—જેમ પાંડુરાજાના પુત્રોનું પરાક્રમ સાંભળતાંજ શુરવીર પુરૂષોનો ગર્વ ગળી જાય છે, તેમ વાસવદત્તા નામનો ગ્રંથ વાંચવાથી અગર સાંભળવાથી કવિજનોનો પણ ગર્વ ગળી જાય છે.

આ ગ્રંથ અલંકારથી ભરપૂર છે. એટલે દરેક વર્ણન શરૂ થયા પછી તે પુરૂં થતાં સુધીમાં એટલા અલંકારો આવે છે કે મૂળમાં શું વાત છે તે વર્ણન શરૂ થયા પછી પુરતી રીતે ધ્યાનમા રાખવી પડે છે. કાદમ્બરી જેવાં પુસ્તકો વાંચનારાઓને તો આ બાબત કાંઇ મુસ્કેલ નથી તોપણ સુગમની ખાતર નોટમાં લખેલા અલંકારો કોને માટે છે; તે શરૂઆતથી સુચવવાનો બનતી રીતે પ્રયત્ન કર્યો છે. વળી આ ગ્રંથના બનાવનારે સંસ્કૃત શબ્દના કેવી

રીતે અનેક અર્થ થઇ શકે છે, એ ઉપરજ વિશેષ ધ્યાન આપ્યું હોય એમ જણાય છે. જો કે તેવા વર્ગના શબ્દ અલંકાર શાસ્ત્રનો એક ભાગ થઇ પડે છે; તોપણ જે વ્યાખ્યાન ચાલતું હોય તેના સંબંધમાં જે ખુબી માટે તે શબ્દ વાપરેલો હોય તેજ ખુબી બહાલ રાખીને ભાષાંતર કરવું એ બહુજ કઠિન છે, આ પુસ્તકમાં આવો વખત એકથી અનેક વખત આવેલ છે, તોપણ જે જગ્યાએ એક શબ્દના બન્ને અર્થ બતાવવાથી ચાલતાં વ્યાખ્યાનને તે બન્ને અર્થ બરોબર રીતે લાગુ થાય તેવા નથી. અગર ગ્રંથ કર્ત્તાએ જે હેતુથી અથવા જે ખુબીથી તે શબ્દો વાપરેલા હોય, તે હેતુ અગર ખુબી કાયમ નથી રહી, ત્યાં વ્યાખ્યાનને લગતો અર્થજ તે જગ્યાએ દાખલ કર્યો છે, તથા તેનો બન્ને અર્થ નીચે નોટમાં જણાવ્યો છે. આવો પ્રસંગ મૂળ ગ્રંથમાં જ્યાં વિરોધાભાસ અલંકાર દાખલ કર્યો છે, ત્યાં વિશેષ આવ્યો છે.

મૂળ પુસ્તકના કેટલાએક ભાગમાં એવા શબ્દોનો તથા વાક્યોનો ઉપયોગ કર્યો છે કે જેના એક કરતાં વધારે એટલે લગભગ દશબાર અર્થ થાય છે; તે પ્રસંગે પણ જ્યાં સુધી વ્યાખ્યાનને અર્થ લાગુ થયા છે; ત્યાં સુધી તે બધાના અર્થ કરી બતાવેલ છે, પણ જો તેમના અર્થ લાગુ પાડવાથી વ્યાખ્યાન અર્થ રહિત થઇ જશે એવું જણાયું છે, ત્યારેજ તે અર્થ નીચે નોટમા જણાવ્યો છે.

આ ગ્રંથમાં જ્યાં બીજા કોઇ ગ્રંથને લગતી હકીકત વિષે બોલવામાં આવેલ છે, ત્યાં સદરહુ ગ્રંથને લગતી ટુંક હકીકત નોટમાં જણાવી છે. જે અલંકાર આવ્યા છે તે અલંકારનું લક્ષણ તથા ઉદાહરણ પણ નોટમાં પુરી રીતે બતાવેલ છે. આવી તમામ હકી-

કત ગ્રંથમાં દાખલ કરવાથી નીચે નોટ ઘણી વધી ગઇ છે. કેમકે વાંચનારાઓને ભાષાંતર વાંચતી વખત તેમાં જે જે ઉપર દર્શાવેલી બાબતો વાંચવામાં આવે તેપણ શું બાબત છે, તે જાણવા ઇચ્છા થાય તો તેપણ પુરી પડે એવા હેતુથી ઉપલી બાબતો નોટમાં દાખલ કરી છે.

મૂળ સંસ્કૃત પુસ્તક કેવી જાતનું છે, તથા તેમાં કેવી તરેહના અલંકારોનો સમાવેશ થયેલો છે, તથા તેમાં શબ્દરચના કેવી દાખલ કરી છે. તેમજ ભાષાંતર કરતાં કેવી રીતની બનતી કોશીશ કરીને મૂળ ગ્રંથ કર્ત્તાનો હેતુ બહાલ રાખ્યો છે. તે વિષે ટુંકામાં ઉપર જણાવ્યું છે. તોપણ સુજ્ઞ વાંચનારાઓ પાસે એટલુંજ જણાવવાની જરૂર છે કે ઉપરના કારણને લઇને તથા ઘણીજ કઠીનતાને ગુજરાતીમાં સરલ કરવાની ખાતર કોઇ જગ્યાએ શબ્દાર્થને વિશેષ ખુલાસાથી સમજાવવાની જરૂર પડી છે. માટે તેવી જગ્યાએ જો કાંઇ કઠીનતા અથવા કોઇ પણ ચૂક રહી ગઈ હોય તો તે સુજ્ઞ વાંચકો ક્ષમા કરીને સુધારી વાંચશે. **सुज्ञेषुकिं वहुना.**

| | |
|---|---|
| જામનગર<br>સંવત ૧૯૬૮<br>અસાડી બીજ<br>૧૫-૭-૧૨ | પ્રસિદ્ધ કર્ત્તા.<br>**છગનલાલ વિશ્વનાથ દ્વિવેદી.**<br>પુસ્તકો પ્રગટ કરનાર તથા વેચનાર.<br>જામનગર. |

श्री

# वासवदत्ता.

## मंगलाचरण.

[१]करबदरसदृश मखिलं भुवनतलं यत्प्रसादतः कवयः॥
पश्यंतिसूक्ष्ममतयः साजयतिसरस्वती देवी ॥१॥

**અર્થ:**—જેમ હથેળીમાં રાખેલા બોરના સર્વ અવયવ સેહેલથી જોવાય છે, તેમ જેની કૃપાથી ઉત્તમ બુદ્ધિના કવિઓ સકલ દુનિયાંને પ્રત્યક્ષ જુવે છે, તેવી સરસ્વતી દેવી જય પામો.

---

(૧) અહિં 'आर्यावृत्त' છે તેનું લક્ષણ 'વૃત્તરત્નાકરમાંથી—लक्ष्मैतत्सप्तगणा गोपेतानेह भवति विषमेजः ॥ षष्ठोऽयं नगणोवा प्रथमार्द्धे नियत मार्यायाः ॥१॥ આર્યાવૃત્તના પૂર્વાર્દ્ધમાં સાતગણ આવે છે, ને તેમાં એકીનો ગણ જગણ આવતો નથી, તેમ છઠો ગણ જગણ અગર નગણ આવે છે. એવો નિયમ છે. અને ઉત્તરાર્દ્ધમાં षष्ठोद्वितीयलात्परके न्लेमुखलाच्च सयति पदनियमः ॥ चरमेर्द्धे पंचमकेतस्मादिह भवतिषष्ठेलः ॥२॥ ઉત્તરાર્દ્ધમાં પણ નિયમ પૂર્વાર્દ્ધની માફક છે, પણ છઠા ગણને ઠેકાણે એક લઘુ વર્ણનું ઉચ્ચારણ કરવું એજ વિશેષ છે.

(૨) આ ઠેકાણે ઉપમા અલંકાર છે. તેનું લક્ષણ 'કુવલયાનંદ'માંથી उपमायत्र सादृश्य लक्ष्मीरुल्लसतिद्वयोः ॥ જે ઠેકાણે ઉપમા

खिन्नोऽसिमुंच शैलं बिभृमो वयमिति वदत्सु शिथिलभुजः॥
भरसुग्न वितत बाहुषु गोपेषु हसन् हरिर्जयति ॥२॥

**અર્થઃ**—જે વખતે શ્રીકૃષ્ણ ભગવાને ગોવર્દ્ધન[1] પર્વત ધારણ કર્યો હતો, તે વખતે ગોવાળીયા શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા, હે કૃષ્ણ! ગોવર્દ્ધન પર્વતના ધારણ કરવાથી તમે થાકી ગયા હશો, માટે તમે મુકી આપો તો અમે પર્વતને ઉપાડી લઇએ, એવાં ગોવાળીઆનાં વચન સાંભળીને (પોતાની મોટાઈ નહી જાણનાર ગોવાળી-

---

અને ઉપમેયની સરખી શોભા બતાવી હોય ત્યાં 'ઉપમા' અલંકાર છે, એમ સમજવું. તેનું ઉદાહરણ, हंसीव कृष्णते कीर्त्तिः स्वर्गंगामवगाहते॥ હે કૃષ્ણભગવાન, જેમ સ્વર્ગની ગંગામાં હંસી સ્નાન કરે છે, તેમ તમારી કીર્તિ પણ સ્વર્ગની ગંગામાં સ્નાન કરે છે. અર્થાત્ આપની ઉજવળ કીર્ત્તિ સ્વર્ગમાં પણ ગવાય છે. આંહિં ઉપમાન હંસી, ઉપમેય કીર્ત્તિ, બન્નેમાં રહેનાર સરખો ગુણ, સ્વર્ગની ગંગામાં સ્નાન કરવું તે, અને તે પૂર્ણોપમા અલંકારને કહેનાર ઇવશબ્દ છે; તે ચારે એક સ્થળમાં જ્યાં હોય, ત્યાં પૂર્ણોપમા અલંકાર કેહેવાય છે. છે. તે ઉપરના શ્લોકમાં છે,

(૧) શ્રીમદ્‌ભાગવતના દશમસ્કંધના ચોવીશમા અધ્યાયથી તે પચ્ચીસમા અધ્યાય સુધી भगवान पितत्रैव बलदेवेनसंयुतः ॥ अपश्य-न्निवसन् गोपानिंद्रयाग कृतोद्यमान् ॥ જે વખતે વ્રજમાં બળભદ્ર સહીત શ્રીકૃષ્ણે ગોવાળીયાઓને યજ્ઞ કરવામાં તત્પર જોયા, તે વખતે ભગવાન સર્વના અંતઃકરણનો ભાવ જાણેછે, તોપણ તેને પુછેછે, હે ગોવાળીયાઓ,! આ કોનો યજ્ઞ કરોછો? આ યજ્ઞ કરવાથી શું ફળ

આની મશ્કરી કરવાના હેતુથી ) પોતાનો હાથ જરા ઢીલો કર્યો, તે કરતામાંજ ગોવર્દ્ધન પર્વતના ભારથી સર્વે ગોવાળીયાઓના મોટાં બળવાન હાથ જાણે હમણાં ભંગી પડશે તેવી તેઓની હાલત જોઇ હાસ્યકરતા એવા, શ્રીકૃષ્ણભગવાન જય પામો. -

---

થાયછે? અને તે કોણે કરવો, તે શાસ્ત્રમાં કહેલોછે કે લેકમાંજ ચાલેલો છે? ત્યારે શ્રી નંદજી કહેછે, હે કૃષ્ણ! વરસાદ વરસે છે, ત્યારે સર્વ પ્રાણિનું જીવવું થાય છે; અને તે વરસાવવું ઇંદ્રને કબજે છે, માટે સર્વ પ્રાણિઓની માફક આપણે પણ યજ્ઞ કરી ઘણા કાળ થયા ઇંદ્રને શંતોષ પમાડીએ છીએ, જે મનુષ્ય પરંપરાથી ચાલેલો ધર્મ ન કરે તો દુઃખ ભોગવે છે. ત્યારે શ્રીકૃષ્ણ કહે છે. હે પિતાજી! આ સંસારમાં જીવ પોતાના કર્મથી ઉત્પન્ન થાય છે, મરણ પામેછે, અને સુખ દુઃખ ભોગવે છે. તે શીવાય અન્ય સુખ દુઃખ આપેછે, એમ કહેવું ઘટતું નથી. માટે જે મનુષ્ય પોતાના દેવનો ત્યાગ કરી દુષ્ટ સ્ત્રીની માફક અન્ય દેવની ઉપાસના કરે છે, તેને કોઇપણ ઠેકાણું સુખ આપનાર થતું નથી. આ જગતનું સ્વભાવેં કરી સત્વ ગુણથી પાલણ થાય છે, અને રજોગુણથી ઉત્પત્તિ થાય છે, અને વરસાદ પણ રજોગુણથીજ વરસે છે, તેમાં ઇંદ્ર શું કરનાર છે, માટે હે નંદમહારાજ! આપણે પર્વતમાં રેહેનાર ગોધનવાળાં મનુષ્યનું તો પાલન પર્વતથીજ થાય છે, જેથી ઇંદ્રનો યજ્ઞ કરવા તૈયાર કરેલી સામગ્રીથી ગોવર્દ્ધન પર્વતનો યજ્ઞ કરીએ તો ઘણું સારૂં. એવો શ્રીકૃષ્ણનો અભિપ્રાય નંદજી આદિ ગોવાળીઆએ સ્વીકાર કરી, થતો ઇંદ્રનો યજ્ઞ બંધ કરીને તે સામગ્રીથી ગોવર્દ્ધન પર્વતનો મહોત્સવ કર્યો. જે વખતેં શ્રીકૃષ્ણે ચાલુ થતો ઇંદ્રનો મહોત્સવ બંધ

कठिनतरदाम वेष्टनलेखा सन्देह[1] दायिनो यस्य ॥
राजन्ति बलिविभंगाः सपातु दामोदरो भवतः ॥३॥

કરી, ગોવર્દ્ધન પર્વતનો મહોત્સવ કર્યો; તે વખતે ઇંદ્રને અતિકોપ ઉત્પન્ન થયો. અને વ્રજનો નાશ કરી, ગોવાળીઆનો મદ ઉતારવા સારૂ બંદીખાને નાખેલા પ્રલય કાળના મેઘને બોલાવી આજ્ઞા આપી. હે પ્રલય કાળના મેઘો! તમે વ્રજ ઉપર ખુબ જોસથી વૃષ્ટિકરી વ્રજમાં રહેલાં પ્રાણિનો સંહાર કરો. તેવી ઇંદ્રરાજાની આજ્ઞાથી પ્રલય કાળના વરસાદે વ્રજઉપર મુશળ ધારથી વરસવું શરૂ કર્યું. તેથી વ્રજનાં સર્વ પ્રાણિઓ ત્રાસ પામ્યા, અને શ્રીકૃષ્ણ ભગવાનને શરણે ગયાં; શ્રીકૃષ્ણે સર્વ પ્રાણિના ઉપર કૃપા કરી ઇંદ્રનો મદ નાશ કરવા સારૂ એક હાથે 'ગોવર્દ્ધન' પર્વતને ધારણ કરી વ્રજનાં સર્વ પ્રાણિનું રક્ષણ કર્યું.

(૧) આ ઠેકાણે 'સંદેહ' અલંકાર છે. તેનું લક્ષણ 'કુવલિયાનંદ'માંથી स्यात्स्मृतिभ्रांतिसंदेहैस्तदंकालंकृतित्रयम् ॥ એક વસ્તુને જોઈ અન્ય વસ્તુનું સ્મરણ થાય તેને 'સ્મૃતિમત્' અલંકાર કહે છે, અને કોઇ વસ્તુને જોઈ તેમાં અન્ય વસ્તુની ભ્રાંતિથી તેમાં ... વસ્તુ માની લેવી તેને 'ભ્રાંતિમત્' અલંકાર કહે છે, અને કોઈ ... ને જોઇ તેમાં નાના પ્રકારના વિચાર થતાં એક પણ નિશ્ચય ન થાય તેને 'સંદેહ' અલંકાર કહે છે. અહીંઆ તે ત્રણમાંથી 'સંદેહ' અલંકાર છે, તેનું ઉદાહરણ તેમાંથી पंकजंवा सुधांशुर्वे त्यस्माकंतु न निर्णयः ॥ આ આકાશમાં જે કાંઈ ધોળી વસ્તુ જણાય છે, તે સ્વર્ગની ગંગાનું કમળ છે, કે ચંદ્રમા છે, એ કાંઇ અમને નિશ્ચય થતો નથી.

**અર્થ**—જાણે અતિ કઠિન નોઝણું[1] વિંટેલું હોય, તેની શંકા ઉપજાવનાર ત્રિવલીના[2] સુંદર વાટા જે ભગવાનને શોભે છે; તે દામોદર ભગવાન તમારૂં રક્ષણ કરો.

**सजयति हिमकरलेखा चकास्तियस्यो मयो त्सुका न्निहिता॥**
**नयन[3] प्रदीपकज्जल जिघृक्षयारजतशुक्ति रिव[4] ॥४॥**

---

(૧) ગાયને દોતી વખતે જે દોરડું ગાયને પગે બાંધે છે તેને નોંઝણું કહે છે. અને તે નોંઝણું ગોવાળીઆ કેડે વિંટી રાખે છે; શ્રીકૃષ્ણ ગોવાળીયા હતા, તેથી નોંઝણું વિંટયું હોય, એવો સંદેહ ઉત્પન્ન થાય, તે વાસ્તવિક છે.

(૨) પેટથી નીચે પડતા વાટાને ત્રિવલી કહે છે.

(૩) આ જગ્યોએ 'રૂપક' અલંકાર છે, તેનું લક્ષણ—'ચંદ્રાલોક' માંથી विषयस्य भेदताद्रुप्य रंजन विषयस्य यत् ॥ रूपकंतत्त्रिधाऽधिक्यन्यूनत्वाऽनुभयोक्तिभिः ॥ જે ઠેકાણે ઉપમાનની સાથે ઉપમેયની એકતા બતાવીને, અગર તદ્રૂપતા બતાવી અલંકાર દર્શાવેલ હોય. તેને 'રૂપક' અલંકાર કહે છે, અને તે રૂપક અલંકાર, ન્યૂન, અધિક, અને અનુભયોક્તિ, એવા ત્રણ પ્રકારનો છે. જેથી ન્યૂનાભેદરૂપક, અધિકાભેદરૂપ, અનુભયોક્ત્યભેદરૂપક, ન્યૂનતાદ્રૂપ્યરૂપક, અધિકતાદ્રૂપ્યરૂપક, અનુભયોક્તિતાદ્રૂપ્યરૂપક, એમ છ પ્રકારનો થાય છે. તે ભેદમાંથી અંહિઆં 'અનુભયોક્ત્યભેદરૂપક' છે. તેનું ઉદાહરણ પણ તેમાંથી—अयंहि धूर्जटिः साक्षाद्येन दग्धाः पुरः क्षणात् ॥ આ રાજામાં અને શંકરમાં કાંઈ ભેદ નથી, કેમજે મહાદેવે જેમ ત્રિપુરાસુર નામના શત્રુનાં શેહેરો બાળી ભસ્મ કર્યાં; તેમ આ રાજાએ પણ ક્ષણ માત્રમાં શત્રુનાં

यदयं [1]नकुल द्वेषी सकुल द्वेषी पुनः पिशुनः ॥६॥

અર્થ—ખળપુરૂષો વિષને ધારણ કરનાર સર્પ કરતાં પણ ક્રૂર અને ઝેરી છે, એમ વિદ્વાન લોકોનું કહેવું કાંઈ ખોટું નથી, કેમજે સર્પ તો નોળીઆનો શત્રુ છે, અગર જેને ડસે, તેનોજ શત્રુ ગણાય છે, તેના સર્વ કુલનો શત્રુ હોતો નથી, પણ ખળ પુરૂષને તો જેની સાથે શત્રુતા થઇ તેના કુળ પરંપરાની સાથે તે ખળ શત્રુતા મુકતો નથી, અને તેનું વારંવાર અનિષ્ટ કર્યા કરે છે.

[2]अति मलिने कर्त्तव्ये भवति खलाना मतीव निपुणाधीः ॥
तिमिरे हिकौशिकानां रूपं प्रतिपद्यते चक्षुः ॥७॥

---

ગંગાને ધારણ કરનાર, પાર્વતીના વલ્લભ, મહાદેવજી, નિરંતર તમારૂં રક્ષણ કરો. અહિં મુખ્ય વર્ણન શંકરનું છે, તોપણ શબ્દના ચમત્કારથી ભગવાનની પણ સ્તુતિ નિકળી આવે છે. જે ઇશ્વર કૃષ્ણાવતારમાં ગોવર્દ્ધન પર્વતને ધારણ કરનાર, અને વરાહ અવતારમાં સમુદ્રમાંથી પૃથ્વીનો ઉદ્ધાર કરનાર, વાંછિત ફળ આપનાર, લક્ષ્મીજીના પતિ, એવા તે શ્રી વિષ્ણુ ભગવાન, તમારૂં રક્ષણ કરો. એવી રીતે બે અલંકારનો એક ઠેકાણે સમાવેશ થવાથી 'સંકર' અલંકાર થયો. તેનું લક્ષણ. अविश्रांतिजुषा मात्मन्यंगांगित्वेतु संकरः ॥ જ્યાં અનેક અલંકારો વિશેષ્ય વિશેષણ ભાવથી સંબંધ પામી પુરો વિશ્રામ પામતા નથી, તે કાવ્ય 'સંકર' અલંકારવાળું હોય છે.

**અર્થ**—અતિ નીચ કાર્ય કરવામાંજ ખળ જનોની બુદ્ધિ અત્યંત તીક્ષ્ણ થાય છે, જેમકે ઘૂડનાં નેત્રો ઘાટા અંધકારમાંજ તેજસ્વી થાય છે.

[१]विध्वस्तपरगुणानां भवति खलाना मतीव मलिनत्वं ॥
अंतरित शशिरूचा मपि सलिलमुचां मलिनिमाभ्यधिकः॥८॥

**અર્થ**—સત્પુરૂષોના ઉત્તમ ગુણોને ઢાંકી દેનારા ખળ પુરૂષોનું અધિક નીચપણું જગતમાં પ્રસિદ્ધ થાય છે. તે યોગ્ય છે કેમ જે ચંદ્રમાની નિર્મળ કાંતિને ઢાંકી દેનાર મેઘનું સ્વરૂપ પણ અતિ કાળું દેખાય છે.

---

માંથી समर्थनीयस्यार्थ स्यकाव्य लिंगसमर्थनम् ॥ ચાલતા પ્રકરણના અર્થને કોઈ પણ રીતે દઢ કરે તેને 'કાવ્યલિંગ' અલંકાર કહે છે. ઉદાહરણ, जितोऽसि मंदकंदर्प मच्चिते स्ति त्रिलोचनः ॥ કામથી પીડા પામેલી વિરહિણી સ્ત્રી કામદેવને કહે છે, હે નીચ કામદેવ! મેં તને જીતી લીધો છે, કેમજે મારા અંતઃકરણમાં તારો નાશ કરનાર શંકર બીરાજે છે.

(૧) આ શ્લોકમાં 'પરિકર' અલંકાર છે. તેનું લક્ષણ. अलंकारः परिकरः साभिप्राये विशेषणे ॥ જે વર્ણનમાં કવિના કાંઈ પણ અભિપ્રાયવાળું વિશેષણ હોય ત્યાં પરિકર અલંકાર જાણવો. ઉદાહરણ, सुधांशुकलितोत्तंस स्तापं हरतुवः शिवः ॥ જેને અમૃતના કિરણવાળો ચંદ્ર ભૂષણ છે, તેવા સદાશિવ તમારો સંતાપ શાંત કરો. અહિં ચંદ્રભૂષણ કહેવાનો તાત્પર્ય કે ચંદ્રમા સંતાપને શાંત કરવાને સમર્થ છે, જેથી તે શંકરનું વિશેષણ કર્યું છે.

[1]हस्त इव भूतिमलिनो यथायथा लंघयति खलः सुजनम् ।
दर्पणमिव तं कुरुते तथातथा निर्मलच्छायं ॥९॥

અર્થ—જેમ મશવાળો હાથ મલિન છતાં જેમ જેમ દર્પણ ઉપર ફરે છે, તેમ તેમ દર્પણ વધારે નિર્મળ થાય છે; તેમ સત્પુરૂષો પણ ખળ જનોથી થયેલા અપવાદોમાંથી; જેમ જેમ મુક્ત થાયછે, તેમ તેમ તેઓના ગુણોનું શુદ્ધ અને સ્વચ્છ સ્વરૂપ પ્રગટ થાય છે.

[2]सारसवत्ता [3]विहता [4]नवका विलसंति चरतिनो [5]कंकः।
सरसीव कीर्त्ति [6]शेषं गतवति भुवि [7]विक्रमादित्ये ॥१०॥

---

(૧) આ ઠેકાણે 'પૂર્ણોપમા, અલંકાર છે. તેનું લક્ષણ તથા ઉદાહરણ કહેવાયેલ છે.

(૨) અહીંઆં 'ઉપમા' અલંકાર છે, અને તેની સાથે 'શ્લેષ' અલંકાર છે. તે અલંકારના બે ભેદ છે, 'અભંગ' અને સભંગ, મૂળ એક શબ્દમાંથી અનેક શબ્દો થઈ, તે શબ્દો જ્યાં જુદા જુદા અર્થનો ચમત્કાર બતાવે છે, ત્યાં 'સભંગશ્લેષ' સમજવો જેમકે सारसवत्ता, सा, रसवत्ता, नवका:त, बका:, कंकः, कं, कः, આ જગોએ એક એક શબ્દને તોડી બબ્બે શબ્દો કરી તેનો જુદો જુદો અર્થ કર્યોછે; જ્યાં એક શબ્દ કાયમ રહી તેજ શબ્દના બે અર્થ થાય, તે જગોએ 'અભંગ' શ્લેષ, સમજવો, જેમકે, कीर्त्तिशेषं, તેમના જુદા જુદા બે અર્થો થાય છે. જેથી આ જગેએ અનેક અલંકારોનો સમાવેશ થયો, માટે 'સંસૃષ્ટિ, અલંકાર થયો; તેનું લક્ષણ सेष्टासंसृष्टि रेतेषां भेदेन यदिह स्थितिः ॥ અનેક અલંકારોનું તથા તેના ભેદોનું એક ઠેકાણે મળવું થાય ત્યાં 'સંસૃષ્ટિ' અલંકાર હોય છે.

અર્થ—જેમ સરોવરનું પાણિ સુકાઇને જ્યારે તે સરોવર ગારા વાળું થઈ જાય છે, ત્યારે સારસ પક્ષિઓ ત્યાંથી ઉડી જાય છે, બગલાઓ પણ ત્યાં વિહાર કરતા નથી, અને કંક નામનાં પક્ષિ પણ ત્યાં જતાં નથી, તેમ આ દુનિયાંમાં વિક્રમાદિત્ય રાજા જ્યારે કીર્તીથી અમર રહ્યા ( કૈલાસવાસી થયા ) ત્યારે શૃંગાંરાદિક રસોનું જાણવું જગત્માંથી જતું રહ્યું, કુત્સિત અને નવીન રાજાઓ પૃથ્વી ઉપર વિહાર કરવા લાગ્યા, અને સમર્થ મનુષ્યે દુર્બળ પ્રાણિને દુઃખ આપવાનું શરૂ કર્યું.

---

(૩) સારસવત્તા=સા, રસવત્તા સારસ પક્ષિઓની સ્થિતિ અગર, પ્રસિદ્ધ શૃંગારાદિક રસોનું જાણવું.

(૪) નવકાઃ=ન, વકાઃ, બગલાઓ વિનાનું, અગર કુત્સિત અને નવીન રાજાઓ.

(૫) કંકઃ=કં, કઃ કંક નામનાં પક્ષિઓ, અગર સમર્થ મનુષ્ય દુર્બલ મનુષ્યને.

(૬) કીર્તિશેષં.=પાણી વીનાનું ગારા વાળું, અગર યશથી બાકી રહેવું.

(૭) વિક્રમાદિત્ય ઉજ્જયનીના રાજા હતા, તે સર્વ શાસ્ત્રમાં સંપન્ન હતા, અને તેની સભામાં અનેક અપૂર્વ વિદ્વાનો રહેતા હતા, તેમજ તે રાજાના ત્રાસથી કોઇ રાજા કે રંક નીતિથી વિરૂદ્ધ ચાલી શકતું નહિ, અને તેના રાજ્યમાં બળવાન પ્રાણિ પણ નીતિ વિરૂદ્ધ દુર્બલ પ્રાણીનો પરાભવ કરી શકતું નહી, તે વિક્રમાદિત્ય રાજાએ જ્યારે વીરશૈયા ઉપર શયન કર્યું, જે વખતે તેની કીર્તિજ કેવળ જગતમાં રહી, ત્યારે જગતમાંથી શાસ્ત્રોમાં જે શૃંગારાદિક રસો છે તેનું જાણવું જતું રહ્યું, એવી દુનિયાં થઇ રહી.

अविदितगुणाऽपि सत्कविभणितिः कर्णेषु वमति मधुधाराम् ॥
अनधिगतपरिमलाऽपि हि हरति दृशं मालतीमाला ॥११॥

અર્થઃ—જેણે માલતીના પુષ્પની સુગંધિ જાણેલી નથી, તેવા મનુષ્યોના નેત્રોને પણ જેમ માલતીના પુષ્પની માળા સહજ રીતે આકર્ષણ કરી પોતાની તરફ ખેંચે છે, તેમ ઉત્તમ બુદ્ધિના કવિઓની વાણી પણ કાવ્યના ગુણ નહિ જાણનાર મનુષ્યને કાને સાંભળવામાંજ મધુર લાગે છે.

गुणिनामपि निजरूपप्रतिपत्तिः परत एव संभवति ॥
स्वमहिमदर्शन मक्ष्णो मुकुरतले जायते यस्मात् ॥१२॥

અર્થઃ—જેમ નેત્રોને પોતાના મહિમાનું પોતાથી પ્રત્યક્ષ રીતે દર્શન થઈ શકતું નથી. પણ અન્ય દર્પણ વડે તેનું યથાર્થ ( ખરે-ખરૂં ) સ્વરૂપ જાણવામાં આવે છે, તેમ ગુણિજનોને પણ પોતાના સ્વરૂપની ખાતરી અન્ય ગુણિજનોથીજ થાય છે.

[1]सरस्वती दत्तवरप्रसाद[2] श्चक्रे सुबंधुः सुजनैकबंधुः
प्रत्यक्षर श्लेषमयप्रबंधविन्यास वैदग्ध्यनिधिर्निबंधम् ॥१३॥

---

(૧) આ વૃત્તને 'ઉપજાતિ' વૃત્ત કહે છે. તે વૃત્ત, ઈંદ્રવજ્રા, અને ઉપેંદ્રવજ્રા, એ બે છંદ મળી થાય છે. તેનાં લક્ષણ તથા ઉદાહરણ 'વૃત્તરત્નાકર માંથી' स्यादिंद्रवज्रा यदि तौजगौगः ॥ જે વૃત્તમાં બે તગણ એક જગણ અને બે ગુરૂવર્ણ આવે તે 'ઈંદ્રવજ્રા' છંદ જાણવો. અને उपेंद्रवज्रा जतजा स्ततो गौ ॥ જે ઠેકાણે પ્રથમ જગણ પછી તગણ તે પછી જગણ અને બે ગુરૂવર્ણ આવે તે ઠેકાણે ઇંદ્રવજ્રા છંદ જાણવો, તે બંન્ને મળી 'ઉપજાતિ' વૃત્ત થાય

**અર્થ:**—સત્પુરૂષોના મિત્ર, અને જે ગ્રંથમાં પ્રત્યેક અક્ષરોના અનેક અર્થ થઇ શકે, તેવા ગ્રંથો રચવાની ચતુરાઇના ભંડાર. એવા સુબંધુ, નામના મહા કવિએ સરસ્વતીએ વરદાનમાં આપેલી વાણી વડે આ '**વાસવદત્તા**' નામનો ગ્રંથ રચ્યો છે.

---

છે. તેનું લક્ષણ તથા ઉદાહરણ, વૃત્તરત્નાકરમાંથી. **अनंतरोदीरित पाद भाजौ पादौ यदीया वुपजातय स्ताः** જે છંદમાં એકપદ 'ઇંદ્રવજ્રા'નું અને એક પદ 'ઉપેંદ્રવજ્રા'નું હોય તે છંદને 'ઉપજાતિવૃત' કહે છે.

( ૨ ) સરસ્વતીએ આપેલા વરદાનના મહિમાથી કવિમાં સર્વોત્તમ પદવી આ કવિને મળી છે જેથી '**કાદંબરી**'કાર શ્રી '**બાણભટ્ટ**' કવિએ પણ પોતાના બનાવેલ શ્રી 'હર્ષચરિત્ર' વગેરે ગ્રંથના પ્રસ્તારની રચનામાં નીચેનો શ્લોક મુકયો છે. **कवीना मगलद्दर्पो नूनं वासवदत्तया ॥ शक्त्यैव पांडुपुत्राणां गतया कर्ण गोचरम् ॥** જેમ પાંડુ રાજાના પુત્રોનું પરાક્રમ કાને સાંભળતાંજ શુરવીર પુરૂષોનો ગર્વ મળી જાય છે, તેમ '**વાસવદત્તા**' નામનો ગ્રંથ વાંચવાથી અથવા સાંભળવાથીજ કવિજનનો પણ ગર્વ ગળી જાય છે.



अविदितगुणाऽपि सत्कविभणितिः कर्णेषु वमति मधुधाराम्
अनधिगतपरिमलाऽपि हि हरति दृशं मालतीमाला ॥११॥

અર્થઃ—જેણે માલતીના પુષ્પની સુગંધિ જાણેલી નથી, તેવા મનુષ્યોના નેત્રોને પણ જેમ માલતીના પુષ્પની માળા સહજ રીતે આકર્ષણ કરી પોતાની તરફ ખેંચે છે, તેમ ઉત્તમ બુદ્ધિના કવિઓની વાણી પણ કાવ્યના ગુણ નહિ જાણનાર મનુષ્યને કાને સાંભળવામાંજ મધુર લાગે છે.

गुणिनामपि निजरूपप्रतिपत्तिः परत एव संभवति ॥
स्वमहिमदर्शन मक्ष्णो र्मुकुरतले जायते यस्मात् ॥१२॥

અર્થઃ—જેમ નેત્રોને પોતાના મહિમાનું પોતાથી પ્રત્યક્ષ રીતે દર્શન થઈ શકતું નથી. પણ અન્ય દર્પણ વડે તેનું યથાર્થ ( ખરેખરૂં ) સ્વરૂપ જાણવામાં આવે છે, તેમ ગુણિજનોને પણ પોતાના સ્વરૂપની ખાતરી અન્ય ગુણિજનોથીજ થાય છે.

[1]सरस्वती दत्तवरप्रसाद[2] श्चक्रे सुबंधुः सुजनैकबंधुः
प्रत्यक्षर श्लेषमयप्रबंध विन्यास वैदग्ध्यनिधि र्निबंधम् ॥१३॥

---

(૧) આ વૃત્તને 'ઉપજાતિ' વૃત્ત કહે છે. તે વૃત્ત, ઇંદ્રવજ્રા, અને ઉપેંદ્રવજ્રા, એ બે છંદ મળી થાય છે. તેનાં લક્ષણ તથા ઉદાહરણ 'વૃત્તરત્નાકર માંથી' स्यादिंद्रवज्रा यदि तौजगौगः ॥ જે વૃત્તમાં બે તગણ એક જગણ અને બે ગુરૂવર્ણ આવે તે 'ઇંદ્રવજ્રા' છંદ જાણવો. અને उपेंद्रवज्रा जतजा स्ततो गौ ॥ જે ઠેકાણે પ્રથમ જગણ પછી તગણ તે પછી જગણ અને બે ગુરૂવર્ણ આવે તે ઠેકાણે ઇંદ્રવજ્રા છંદ જાણવો, તે બંન્ને મળી 'ઉપજાતિ' વૃત્ત થાય

**અર્થ:**—સત્પુરૂષોના મિત્ર, અને જે ગ્રંથમાં પ્રત્યેક અક્ષરોના અનેક અર્થ થઇ શકે, તેવા ગ્રંથો રચવાની ચતુરાઇના ભંડાર. એવા સુબંધુ, નામના મહા કવિએ સરસ્વતીએ વરદાનમાં આપેલી વાણી વડે આ '**વાસવદત્તા**' નામનો ગ્રંથ રચ્યો છે.

---

છે. તેનું લક્ષણ તથા ઉદાહરણ, વૃત્તરત્નાકરમાંથી. **अनंतरोदीरित पाद भाजौ पादौ यदीया वुपजातय स्ताः** જે છંદમાં એકપદ 'ઇંદ્રવજ્ર'નું અને એક પદ 'ઉપેંદ્રવજ્ર'નું હોય તે છંદને 'ઉપજાતિવૃત' કહે છે.

( ૨ ) સરસ્વતીએ આપેલા વરદાનના મહિમાથી કવિમાં સર્વોત્તમ પદવી આ કવિને મળી છે જેથી '**કાદંબરી**'કાર શ્રી '**બાણભટ્ટ**' કવિએ પણ પોતાના બનાવેલ શ્રી 'હર્ષચરિત્ર' વગેરે ગ્રંથના પ્રસ્તારની રચનામાં નીચેનો શ્લોક મુકયો છે. **कवीना मगलद्दर्पो नूनं वासवदत्तया ॥ शक्त्यैव पांडुपुत्राणां गतया कर्ण गोचरम् ॥** જેમ પાંડુ રાજાના પુત્રોનું પરાક્રમ કાને સાંભળતાંજ શુરવીર પુરૂષોનો ગર્વ મળી જાય છે, તેમ '**વાસવદત્તા**' નામનો ગ્રંથ વાંચવાથી અથવા સાંભળવાથીજ કવિજનનો પણ ગર્વ ગળી જાય છે.



# વાસવદત્તા.



[1]પૂર્વમાં થયેલા રાજાઓથી વિચિત્ર, સર્વ પૃથ્વીના રાજાઓના સુંદર મુગુટમાં રહેલ મણિના સમૂહ રૂપી કસોટીના પાષાણના ખુણા સાથે ઘસાવાથી સ્વચ્છ થયેલ છે. મણિ બરોબર પગના નખ જેના એવો, જેમ[2] [3]હિરણ્યકશિપુ (રાક્ષસ રાજા, પ્રલ્હાદનો પિતા)ના શરીરનું ખંડન કરવાથી સર્વ જગતને વિસ્મય પમાડનાર નૃસિંહ ભગવાન; તેમ સુવર્ણ, વસ્ત્ર તથા પૃથ્વીનું દાન કરવાથી સર્વ મનુષ્યોને આશ્ચર્ય પમાડનાર; જેમ [4]વસુદેવને સંતોષ કરનાર શ્રી કૃષ્ણ ભગવા-

---

(૧) આ સર્વ વિશેષણ 'ચીંતામણિ' નામના રાજાનાં છે.

(૨) અંહીઆં 'શ્લેષોપમા' અલંકાર છે તેનું લક્ષણ 'અલંકાર શેખર' માંથી. पद श्लेष निबंधनं वाक्यं श्लेषोपमेति ॥ જે જગ્યોએ ઉપમાવાળા એક પદમાંથી 'સભંગશ્લેષ' થી અગર 'અભંગશ્લેષ' થી અનેક અર્થ થાય ત્યાં 'શ્લેષોપમા' અલંકાર સમજવો. આ અલંકાર 'વિરોધાભાસ' અલંકાર આવતાં સુધી ચાલ્યો આવશે.

(૩) दर्शित हिरण्यकशिपु क्षेत्रदान विस्मयः= દર્શિત=દેખાડેલ, હિરણ્યકશિપુ=રાક્ષસ રાજા, ક્ષેત્ર=શરીર, દાન=ખંડન, વિસ્મય=આશ્ચર્ય. બીજો અર્થ. હિરણ્ય=સુવર્ણ. કશીપુ=અન્ન તથા વસ્ત્ર. ક્ષેત્ર=પૃથ્વીનાં ક્ષેત્ર, દાન=સત્પાત્રને સમર્પણ કરવું તે. બાકી ઉપર પ્રમાણે.

(૪) कृत वसुदेव तर्पणः=કૃત=કરનાર. વસુદેવ=કૃષ્ણના પિતા. તર્પણ=સંતોષ. અન્ય અર્થ. વસુ=ધન, દેવ=દેવતાઓ, તર્પણ=તૃપ્ત. બાકી પૂર્વની માફક.

ન, તેમ દ્રવ્યથી દેવતાઓને તૃપ્તિ પમાડનાર; જેમ વરાહ [૫]અવતાર ધારણ કરીને સમુદ્રમાંથી પૃથ્વીના મંડળનો ઉદ્ધાર કરનાર શ્રી નારાયણ, તેમ યત્ન વિના સહજ રીતે પૃથ્વીના મંડલને સ્વાધીન કરનાર; જેમ [૬]યશોદાજી અને નંદજીનાં સુખને વધારનાર કંસનો શત્રુ કૃષ્ણ, તેમ કીર્તિની વૃદ્ધિ કરનાર અને સર્વ પ્રજાને આનંદ આપનાર; જેમ કૃત અને [૭]કાવી નામના બે પુત્રોપર પ્રેમ ધરાવનાર વસુદેવ, તેમ સુંદર વર્ણનવાળા ગ્રંથો તથા કાવ્યોને કરનાર કવિઓનો અભિપ્રાય જાણી તેમનો સત્કાર કરનાર; જેમ [૮]શેષનારાયણની ફેણની મણિઓનાં કિરણોથી ચળકતા ચરણ કમળવાળા, સમુદ્રમાં શયન કરનાર

---

(૫) सौकर्या सादित धरणि मंडलः=સૌકર્ય=વરાહ રવરૂપ. આસાદિત=લાવવું. ધરણિ મંડલ=પૃથ્વીનું મંડળ. અન્ય અર્થ. સૌકર્ય= યત્ન વિના સહજ રીતે. આસાદિત=સ્વાધીન કરવું. પૂર્વવત.

(૬) जनित यशोदानंद समृद्धिः=જનિત=ઉત્પન્ન કરવું. યશોદ= યશોદાજી, નંદ=નંદજી. સમૃદ્ધિ=સુખની સંપત્તિ. અન્ય અર્થ. યશોદા= યશને આપનાર. આનંદ સમૃદ્ધિ=આનંદની સંપત્તિ. પૂર્વવત્

(૭) कृत काव्यादरः=કૃતકાવી=કૃત અને કાવિ નામના બે પુત્રો. આદર=માન્ય રાખનાર; બીજો અર્થ. કૃત કાવ્ય=કાવ્યને કરનાર, અગર કાવ્યને જાણનાર પુરૂષ. આદર-સત્કાર ત્રીજો અર્થ કૃત કાવ્યા= પુતનાં રાક્ષસીથી. દર=ભયપામનાર.

(૮) अनंत भोगि चूडामणि मरिचि रंजित पाद पद्मः=અનંત ભોગી=શેષ નારાયણ. ચૂડામણિ=મુગટનામણિ. મરિચિ=કિરણ. રંજિત=રંગેલ. પાદપદ્મ=ચરણ કમળ. અન્ય અર્થ. અનંત ભોગી=અસંખ્ય વિલાસી પુરૂષો. પૂર્વની માફક.

શેષશાયી ભગવાન, તેમ અગણિત વિલાસી પુરૂષોના મુગટ મણિઓના કિરણોથી ચળકતા ચરણવડે સુંદર; જેમ દિશાની મર્યાદાનું રક્ષણ કરનાર વરૂણદેવ, તેમ દિગંત પર્યંત સર્વ પૃથ્વીનું રક્ષણ કરનાર; જેમ [૯]દક્ષિણ દિશાનું ભૂષણ અગસ્ત્ય [૧૦]રૂષિ, તેમ યાચક જનોને દક્ષણા આપિ તેઓની આશા પુરી પાડનાર; જેમ [૧૧]મગરમચ્છોના સંચાર વાળો, સૈકડો નદીઓનો સ્વામી સમુદ્ર, તેમ સૈંકડો સેનાઓનો અધિપતિ અને દેશમાં સરખા કર વેરાનો ચલાવનાર; જેમ કાર્ત્તિકસ્વામી[૧૨]થી સુંદર અને કામદેવનો નાશકરનાર મહાદેવ, તેમ સેનાઓ સહિત અને વિઘ્નનો નાશકરનાર; જેમ સર્વ [૧૩]દેવતાઓને

---

(૯) दाक्षिणाशा प्रसाधकः=દક્ષિણાશા=દક્ષિણ દિશા. પ્રસાધક=શોભાવનાર. અન્ય અર્થ. દક્ષિણા=દાન. આશા=લાલચ. પ્રસાધક=પુરી પાડનાર.

(૧૦) દક્ષિણ દિશામાં અગસ્ત્ય રૂષિનો તેજસ્વી તારો છે. અને તે ભાદરવા માસમાં ઉગે છે, ત્યારે જળ નિર્મળ થઈ જાય છે, અને તેથી તે દિશા પ્રકાશિત થાય છે.

(૧૧) वाहिनीशत नायकः समकर प्रचारश्च=વાહિની=નદી. શત=સૈંકડો. નાયક=સ્વામી. સમકર=મગરમચ્છો સહીત જલચર. પ્રચાર=સંચાર. બીજો અર્થ. વાહિની=સેના. સમકર=સમાન રાજ્ય ભાગ. અન્ય પૂર્વવત.

(૧૨) महासेना नुगतो निवर्त्तित मारश्च=માહાસેના=કાર્ત્તિકસ્વામી. અનુગત=સહિત નિવર્તિત=નિવૃત્તિ પમાડવું. માર=કામદેવ. અન્ય અર્થ. મહાસેના=મોટી સેના=નિવર્તિતમાર=વિઘ્નનો નાશ કરનાર. અન્યપૂર્વની માફક.

(૧૩) विबुधालयो विश्वकर्मा श्रयश्च=વિબુધ=દેવતા. આલય=

રહેવાનું સ્થાનક સૂર્ય, તથા દેવતાના શિલ્પી વિશ્વકર્માનો આશ્રય મેરૂ પર્વત, તેમ સર્વ પંડિતોને આશ્રય આપનાર અને વ્યવહારાદિકાર્યોમાં સર્વ મનુષ્યોને ઉત્તેજન આપનાર; જેમ [14]રાત્રીને પ્રસન્ન નહી કરનાર અને છાયા નામની પોતાની સ્ત્રીનો સંતાપ દૂર કરનાર શ્રી સૂર્યનારાયણ, તેમ પર્વણીના ઉત્સવમાં યાચકોને દાન આપી આનંદ પામનાર, અને પોતાના સ્વભાવથી સર્વ પ્રાણિના સંતાપનો નાશ કરનાર; જેમ અનિરૂદ્ધ[15] નામના પુત્રને પ્રગટ કરનાર અને રતિ નામની પોતાની સ્ત્રીને આનંદ આપનાર 'કામદેવ' તેમ કોઇનાથી નિવારણ ન થઇ શકે તેવી સમૃદ્ધિ મેળવનાર અને અનેક કામ શાસ્ત્રોના જાણવાથી સ્ત્રીઓને સુરત વિલાસમાં વિવિધ પ્રકારનાં રતિ સુખ આપનાર; *વિદ્યાને

---

રહેવાનું સ્થાન, વિશ્વકર્મા=જગતનાં કાર્ય કરનાર સૂર્ય, અગર દેવતાનો શિલ્પી. આશ્રય=વિશ્રામ સ્થાન. બીજો અર્થ. વિબુધ=પંડિત. વિશ્વકર્મ=જગતનાં વ્યવહારાદિકાર્ય. આશ્રય=ઉત્તેજન આપનાર.

(૧૪) क्षणदान प्रियश्छाया संताप हरश्च=ક્ષણદા=રાત્રી. ન=નહી. પ્રિય=પ્રેમયુક્ત. છાયા=સૂર્યની સ્ત્રી; સંતાપહરઃ=સંતાપને નાશ કરનાર. બીજો અર્થ. ક્ષણ=પર્વણી સંબંધી ઉત્સવો દાન=દક્ષિણા. પ્રિય=પ્રેમભર. છાયા=પ્રભાવ; અન્ય પૂર્વની માફક.

(૧૫) जानताऽनिरुद्ध संप द्रति सुखप्रदश्च=જનિત=પ્રગટ કરેલ. અનિરૂદ્ધ=નામનો પુરૂષ. સંપત્=સમૃદ્ધિ રતિ–નામની કામની સ્ત્રી, સુખપ્રદઃ સુખ આપનાર અન્ય અર્થ. અનિરૂદ્ધ સંપત્-નિવારણ ન થઈ શકે તેવી સંપત્તિ. રતિ સુખપ્રદઃ-(સુરત વિલાસમાં) રતિ સુખ આપનાર.

*અહીંથી રાજા હતો ત્યાં સુધી 'વિરોધાભાસ' અલંકાર છે. તેનું લક્ષણ 'કુવલયાનંદ' માંથી आभासत्वं विरोधस्य

[2]ધારણ કરનાર, સુંદર મનવાળો, રાજ્યને [2]ધારણ કરનાર, ગુણવાન ઉપર પ્રેમ ધરાવનાર, [3]શાંત મનવાળો, પોતાના ધર્મને સારી રીતે ચલાવનાર, [4]અર્જૂનના જેવો પરાક્રમી, સરલ સ્વભાવથી સુંદર [5]પ-

---

विरोधाभास दृष्यते ॥ જે જગ્યોએ શબ્દના ચમત્કારથી વિપરીત અર્થની છાયા પડે, તે જગ્યોએ 'વિરોધાભાસ' અલંકાર છે, તેમ જાણવું. ઉદાહરણ પણ તેમાંથી, विनाऽपितन्वि हारेण वक्षोजौतव हारिणौ ॥ જ્યાં 'વિરોધાભાસ' અલંકાર આવે ત્યાં એક શબ્દના બે અર્થ માલુમ પડે છે, તેમાં એક અર્થથી 'વિરોધાભાસ' દેખાય છે, અને બીજા અર્થથી તેનું સમાધાન થાય છે. જેમકે કોઈ પુરૂષ પોતાની સ્રીને કહે છે, હે કૃશાંગિ, હારવિના પણ તારા સ્તન કલશ હારવાળા જણાય છે. તે 'વિરોધાભાસ;' તેનું સમાધાન, હે કૃશાંગી હારવિના પણ તારા સ્તન કલશ મનોહર જણાય છે.

(૧) विद्याधरोऽपिसुमना=વિદ્યાધર–દેવમાં ભૂતજાતિ. સુમના–દેવ. ભૂત છે તો પણ દેવતા છે.

(૨) धृतराष्ट्रोऽपि गुण प्रियः=ધૃતરાષ્ટ્ર–દુર્યોધનનો પિતા. ગુણપ્રિય–ભીમસેન ઉપર પ્રેમ ધરનાર. દુર્યોધનનો પિતા ધૃતરાષ્ટ્ર છે તો પણ ભીમસેન ઉપર પ્રેમ ધરનાર છે.

(૩) क्षमानुगतोऽपिसुधर्माश्रितः क्षमानुगतः–પૃથ્વી ઉપર રહેલો. સુધર્માશ્રિતઃ–ઇંદ્રની સભાનો આશ્રય કરનાર અર્થાત, પૃથ્વી ઉપર રહેલો છે તોપણ ઇંદ્રની સભાનો આશ્રય કરનાર છે.

(૪) बृहन्नलानु भावेऽप्यंतः सरलः–બૃહન્નલાનુભાવઃ–મોટી નડ નામની વનસ્પતિના જેવો ગંઠવાળો, અંતઃસરલઃ અંદરગંથી વિનાનો જેમ નડ નામની વનસ્પતિ ગાંઠવાળી હેય છે, તેમ ગાંઠવાળો છે, તોપણ ગાંઠ વિનાનો છે.

કરાણીથી પ્રગટ થયેલો, ધર્મને ચલાવનાર, ધીરજવાન, 'સર્વ' પ્રાણીને નીતિને રસ્તે ચલાવનાર, એવો 'ચીંતામણિ' નામનો રાજા હતો.

જે સમયમાં તે રાજા પૃથ્વી ઉપર રાજ્ય કરતો હતો તે સમયે કપટ અને ખોટું બોલવું માત્ર કહેવામાંજ હતું, પણ કોઇ મનુષ્ય કપટ કરતું નહીં, તેમ ખોટું બોલતું નહીં; બૌદ્ધ લોકોમાંજ નાસ્તિક પણું હતું, અન્ય જનોમાં નહોતું; કોઇને શત્રુઓ હતાજ નહીં. પરિવાદ[1] ( વાગવું ) એ શબ્દ વિણાના અવાજમાંજ વપરાતો પણ તે પરિવાદ શબ્દ નિંદા કરવાના અર્થમાં વપરાતોજ નહીં. કેમકે જે તે સમયે નિંદા શું ચીજ છે એમ કોઈ જાણતું નહોતું. ખળ એ શબ્દ કમોદનાં ખળાંમાંજ વપરાતો પણ તે ખળ શબ્દ માણસમાં વપરાતો નહીં. તે વખતે સર્પો હતા, પણ ચુગલી ખોર હતાજ નહીં, જેથી દ્વિજિહ્વ[2] એ શબ્દને સર્પના અર્થમાં વાદી લોકો પરસ્પર વાપરતા હતા. તેના દેશમાં કોઇ ગુનેહગારો હતાજ નહીં, માટે

(૫) माहिषीसंभवोऽपिवृषोत्पादी-મહિષીસંભવઃ-ભેંસથી ઉત્પન્ન થયેલો. વૃષોત્પાદી-બળદને ઉત્પન્ન કરનાર; ભેંસથી ઉત્પન્ન થયેલો છે તો પણ બળદને ઉત્પન્ન કરનાર છે.

(૬) अतरलोऽपि महानायकः-અતરલ-હારમાં જે વચલું ચગદું હોય છે, તેને તરલ કહે છે. ને તે ચગદા (તરલ) વિનાનો જે હાર હોય તેને અતરલ કહે છે. મહા નાયકઃ- ચગદા વાળા હારને મહાનાયક કહે છે. અર્થાત્ વચલા ચગદા વિનાનો હાર છે તોપણ ચગદાવાળો હાર છે.

(૧) परिवाद-વિણાનો અવાજ અગર નિંદા.

(૨) द्विजिह्व-સર્પ અથવા ચુગલીખોર.

કરચ્છેદ[૩] એ શબ્દ લોકો ઉપર નાખેલા રાજ્ય કરો ઓછા કરવામાં વપરાતો હતો, પણ કોઇના હાથ કાપવામાં વપરાતો નહીં. તે સમયે કોઇ મનુષ્યની કુદૃષ્ટિ થતીજ નહોતિ કે જેને માટે તેનાં નેત્રો ફોડવાની શિક્ષા આપવામાં આવતી, તેથી તે વખતે નેત્રોત્પાટન[૪] શબ્દનો અર્થે અગથીઆ નામની વનસ્પતિનાં મૂળ ઉખેડી નાખવામાં વપરાતો પણ મનુષ્યનાં નેત્રો ફોડવામાં વપરાતો નહીં. તે વખતે [૫]દ્વિજરાજ ( ચંદ્રમા ) ની સાથે કમળનેજ શત્રુતા હતી, કેમજે ચંદ્રના ઉદય થવાથી કમળ કરમાઇ જતાં, પણ કોઈ મનુષ્યને બ્રાહ્મણની સાથે શત્રુતા હતીજ નહીં. તે સમયે [૬]સાર્વભૌમ એ શબ્દ ઉત્તર દિશાના હાથીમાંજ વપરાતો હતો, પણ કોઈ બીજા રાજાને ચક્રવર્તી સૂચવવા સારૂ સાર્વભૌમ શબ્દ વપરાતો નહોતો. અગ્નિ અને તુલાથી માત્ર સોનાને શુદ્ધિ કરવામાં આવતી, પણ કોઇ મનુષ્યને તેવી શિક્ષા કરી શુદ્ધિ કરવામાં આવતી નહી. તે વખતે [૭]સૂચી એ શબ્દ મણિઓને વિંધવાવાસ્તે વપરાતા સોયામાં લાગુ પડતો, પણ કોઇને શૂળી ઉપર ચડાવવામાં તે શબ્દ ઉપયોગી હતો નહી, કેમજે તે વખત કોઈ એવા અપરાધ કરતાજ નહી. [૮]શૂળ ( વાઢવેણુ ) એ શબ્દ સ્ત્રીઓને પ્રસવમાં થતી વેદનામાંજ વપરાતો, પણ કોઇને ત્રિશળથી

---

(૩) करच्छेद–રાજ્ય ભાગ ઓછો કરવો. અગર હાથ કાપવો.

(૪) नेत्रोत्पाटन–મૂળ ઉખેડવાં અથવા આંખો ફોડવી.

(૫) द्विजराज–ચંદ્રમા અગર ઉત્તમ બ્રાહ્મણ.

(૬) सार्वभौम–ઉત્તર દિશાનો હાથી અગર ચક્રવર્તી રાજા.

(૭) सूची–સોયો અથવા શૂળી.

(૮) शूल–વાઢવેણુ અથવા ત્રિશૂળ

ચતી પીડામાં ઉપયોગી થતોજ નહી. [૯]દુઃશાસન એ શબ્દ મહાભારતમાંજ વપરાતો, પણ દુષ્ટ હુકમ એ અર્થને કહેનાર દુઃશાસન શબ્દ, આ રાજાના રાજ્યમાં વપરાતો નહિ. કરપત્ર [૧૦]દારણ એ શબ્દ હાથથી કમળની પાંખડીઓ ત્રોડવી તેમાંજ વપરાતો હતો, પણ કોઇના ઉપર કરવત ચલાવવામાં તે શબ્દ ઉપયોગી હતોજ નહી. ભગવાને પણ વરાહ અવતાર ધારણ કરી [૧૧]પૃથ્વીના ઉદ્ધારમાં પ્રવૃત થઇ અને પૃથ્વીનું ખંડન કર્યું. શ્રી રામચંદ્રજીએ [૧૨]પણ સીતાજીનો ત્યાગ કરી તેની સાથેજ વનમાં પ્રવેશ કર્યો. રામચંદ્રજીના અતિભક્ત ભરતજીએ પણ [૧૩]રામ વિનાનું રાજ્ય કર્યું. દમયંતી

(૯) દુઃશાસન–દુર્યોધનનો નાનો ભાઈ અથવા નીચ હુકમ.

(૧૦) करपत्र दारण–કર–હાથ. પત્ર–પાંખડી. દારણ-તોડવું. અથવા કરપત્ર–કરવત. દારણ–કાપવું.

(૧૧) गोत्रोद्धरण प्रवृत्तोऽपि गोत्रोद्दलन मकरोत्. ગોત્રા–પૃથ્વી. ઉદ્ધરણ–ઉદ્ધાર. પ્રવૃત્તઃ-જોડાયેલા. ગોત્ર–પર્વત. ઉદ્દલન—ખંડન. અકરોત્–કર્યું. વરાહાવતારથી પૃથ્વીનો ઉદ્ધાર કરી તેજ ભગવાને પૃથુનો અવતાર લઇ પર્વતનું ખંડન કર્યું. મૂળમાં 'ચીંતામણિ' રાજાની શ્રેષ્ટતા બતાવવા સારૂ 'વિરોધાભાસ' દાખલ કર્યો છે, અને તેનું સમાધાન નોટમાં સ્પષ્ટ કર્યું છે.

(૧૨) राघवः परिहरन्नपि जनकभुवं जनकभुवासहवनं विवेश –રાઘવઃ–રામચંદ્રજી. પરિહરન્–ત્યાગ કરી. જનકભુવં–પિતાની પૃથ્વીનો, જનકભુવાસહ-સીતાજીની સાથે, વનં-વનમાં, વિવેશ–પ્રવેશ કર્યો. અ. પિતાજીની પૃથ્વીનો ત્યાગ કરી રામચંદ્રજીએ સીતાજીની સાથે વનમાં પ્રવેશ કર્યો.

(૧૩) भरतो रामे दर्शितभक्तिरपि राज्ये विराम मकरोत्=रामे

સાથે મળેલા નળરાજાએ પણ બીજાએ પરણેલી [૧૪]સ્ત્રીનો સ્વીકાર ( પૂનર્વિવાહ ) કર્યો. પૃથુરાજાએ પણ સ્વગોત્ર [૧૫]નું નિકંદન કરી પૃથ્વીના મંડલને વધાર્યું. ( આ પ્રમાણે પૂર્વના ઇશ્વરી રાજાઓમાં પણ કાંઇ કાંઇ ન્યુનતા હતી ) જેથી આજ દીવસ સુધી પૂર્વમાં થયેલા રાજાઓનું વર્ણન કરવા સારૂ સરસ્વતીને તક મળીજ નહોતી. આ 'ચીંતામણિ' રાજાતો બીજાઓ કરતાં જુદોજ હતો. વળી તેણે પોતાનાં ચરિત્રથી પૃથ્વીના સર્વ રાજાઓનાં પરાક્રમ ઢાંકી દીધાં. તે રાજા મહાનૂ [૧૬]છતાં દરેક ઉત્સવે પોતાની સાથેના લશ્કરી ઘોડા-

---

—રામચંદ્રજીને વિશે, ભરતઃ-ભરતજી, દર્શિત ભક્તિઃ—ભક્તિ બતાવનાર. રાજ્યે—રાજયમાં. વિરામ—આરામ. અકરોત્-કર્યો. રામચંદ્રમાં અતિ-ભક્ત ભરતજીએ રાજ્યમાં આરામ કર્યો.

(૧૪) नलस्य दमयंत्या मिलितस्या ऽपि पुनर्भूपरिग्रहो जातः= નળસ્ય—નળ રાજાને. દમયંત્યા—દમયંતીની સાથે મિલિતસ્ય—મળેલ. પુનર્ભૂપરિગ્રહ—=ફરીને પૃથ્વીનો સ્વીકાર જાતઃ—કર્યો. દમયંતીની સાથે મળેલા રાજાએ ફરીને પ્રથ્વીનો સ્વીકાર કર્યો.

(૧૫) पृथुरपिगोत्र समुत्सारण विस्तारित भुमंडलः—પૃથુરપિ—પૃ-થુરાજાએ પણ. ગોત્ર સમુત્સારણ વિસ્તારિત ભુમંડલઃ—પર્વતનું ખંડન કરી પ્રથ્વીના મંડલને વધાર્યું.

(૧૬) सः पर्वतः कटकसंचारिणो गंधर्वान् दर्शितश्रृंगोत्रतिः सुखयन्ननविर रामः—સઃતે. પર્વતઃ-ડુંગર. કટકસંચારિણઃ-ઉપર ફરનાર. ગંધર્વાન્—ગંધર્વ નામના દેવતાને. સુખયન્—આનંદ આપતાં. વિરામ શાંત થતો. દર્શિતશ્રૃંગોન્નતિ શીખરની ઉંચાઇ બતાવનાર. મતલબ. શિખરની ઉંચાઈ બતાવનાર તે પર્વત. પોતાના ઉપર સંચાર કરનાર ગંધર્વોને સુખ આપતાં વિરામ પામતો નથી.

જગતનું રક્ષણ કરવામાં તત્પર, સર્વ કળામાં કુશળ અને શત્રુના સમૂહને નમાવનાર હતો. [૨૨]મિત્રનો ઉદય કરવાથી ઘણી શોભા માનનાર, અને અચળ અધિક લક્ષ્મીવાળો હતો. તે રાજાના શત્રુઓનો સમૂહ નિર્ધન [૨૩]હતો, માટે બોજો ઉપાડનાર મજુરો જેવા હલકા જણાતા. તે રાજા દેખાવમાં ભયંકર [૨૪]હતો, અને હમેશ નવીન ઉદ્યોગમાં તત્પર હતો. ઘણા નોકર [૨૫]વાળો હતો, અને પોતાના કુળમાં

---

(૨૨) मित्रोदयहेतुः कांचनशोभां बिभ्रद्चलाधिकलक्ष्मीः सुमेरुरिव-મિત્રોદયહેતુઃ-સૂર્યના ઉદય થવામાં કારણ કાંચન શોભાં-સુવર્ણની શોભાને. બિભ્રત્-ધારણ કરનાર. અચલાધિકલક્ષ્મીઃ-સર્વ પર્વતના કરતાં અધિક શોભાવાળો. સુમેરૂરિવ-ઉત્તમ મેરૂ પર્વતની માફક. અર્થાત્ સૂર્યનાં ઉદય થવામાં કારણ, સોનાની શોભાને ધારણ કરનાર, સર્વ પર્વતના કરતાં અતિ શોભાયમાન, એવા મેરૂ પર્વતની માફક.

(૨૩) यस्यच रिपुवर्गः सदाऽपार्थोऽपि न भारतरणयोग्यः-યસ્ય-જેના. રિપુવર્ગઃ-શત્રુનો સમૂહ. સદા-હમેશ. પાર્થઃ-અર્જુન. અપિ-પણ. ન-નથી. ભારતરણયોગ્યઃ-મહાભારતના રણ સંગ્રામમાં સમર્થ. અહીં વિરોધાભાસ અલંકાર છે. મતલબ જે રાજાના શત્રુનો સમુદાય અર્જુન છે તોપણ મહાભારતનો રણસંગ્રામ કરવા યોગ્ય નથી.

(૨૪) भीष्मोऽप्यशांतनवे हितः-ભીષ્મઃ-ભીષ્મપિતામહ અશાંતનવેહિતઃ-શાંતનુની આજ્ઞા પાળનાર નથી. (મતલબ) ભીષ્મપિતામહ છે તોપણ તે પોતાના પિતા શાંતનુની આજ્ઞા પાલન કરતા નથી.

(૨૫) सानुचरोपि नगोत्रभूषितः-સાનુચરઃ-શિખરવાળો. ન-નથી. ગોત્રભૂષિતઃ-પર્વતની પૃથ્વી ઉપર રહેલ. (મતલબ) શિખરવાળોછે તોપણ પર્વતની પૃથ્વી ઉપર રહેલ નથી.

ભૂષણ હતો. ક્ષત્રીયના [૨૬]ધર્મથી કોઈ દીવસ ચલિત થતો નહીં. સર્વ જગતનું [૨૭]કલ્યાણ કરનાર હતો, અને કેફ કરતો નહીં. અતિ[૨૮] પવિત્ર હતો, જેથી કલંક લાગે તેવો રસ્તો લેતો નહીં. શરણે[૨૯] આવેલા પ્રાણીની તૃષ્ણા પુરી પાડતો હતો. પણ કોઇને (ક્રૂર વચનથી) સંતાપ કરતો નહીં. આ રાજા નિષ્કારણ, [૩૦]અકસ્માત્ પોતાની પ્રજાનું દ્રવ્ય ખેંચી લેતો નહીં. મિત્રના[૩૧] સર્વ મંડલને વધારી પ્રેમથી આનંદ

---

(૨૬) त्रिशंकुरिव नक्षत्रपथस्खलितः–ત્રિશંકુરિવ–ત્રિશંકુ રાજાની માફક. નક્ષત્રપથસ્ખલિતઃ–આકાશમાંથી પડતો થયો. (મતલબ) આકાશમાંથી પડનાર. 'ત્રિશંકુ' નામના રાજાની માફક. 'ત્રિશંકુ' રાજાને તેજ શરીરેથી સ્વર્ગમાં પોહોંચાડવા 'વિશ્વામિત્ર' રૂષિએ પોતાના તપના પ્રભાવથી પૃથ્વી ઉપરથી ઉડાડયો હતો, અને તે સ્વર્ગ આગળ પોહોંચ્યો ત્યારે તેને ત્યાંથી દેવતાઓએ હેઠળ પાડયો, જેથી તેનું આકાશમાંથી સ્ખલન થયું.

(૨૭) शंकरोऽपि नविषादी–શંકરઃ–મહાદેવ. અપિ–પણ. ન–નથી. વિષાદી–ઝેરનું ભક્ષણ કરનાર. મ. શંકર છે તોપણ ઝેરનું ભક્ષણ કરનાર નથી.

(૨૮) पावकोपि नकृष्णवर्त्मा–પાવકઃ–અગ્નિ. કૃષ્ણવર્ત્માઅગ્નિ. મ. અગ્નિ છે તોપણ અગ્નિ નથી.

(૨૯) आश्रयाशोऽपि न दहनः–આશ્રયાશઃ–અગ્નિ. દહનઃ–અગ્નિ. મતલબ. અગ્નિ છે તોપણ અગ્નિ નથી.

(૩૦) नांतकइव अकस्माद पहृतजीवनः–ન–નથી. અંતક઼ઇવ–યમની માફક. અકસ્માત્–એકદમ. અપહૃતજીવનઃ–જીવને હરણ કરનાર. મતલબ. અકસ્માત્ જીવને હરીજનાર યમની માફક નથી.

(૩૧) नराहुरिव मित्रमंडल ग्रहणविवर्द्धितरुचिः–ન–નથી. રાહુ–

પમાડતો હતો. કલહથી[32] દૂર રહેતો હતો. તે રાજા સિકાર કરવા જતાં શીઆલ[33] વગેરે હલકો શીકાર થતો તે વખતે જે કોઈ તેની પ્રસંશા કરે તેના ઉપર નાખુશ રહેતો, કીર્ત્તિ અને[34] દયાને રહેવાનું ગૃહ, સંધી અને [35]વિગ્રહ વગેરે રાજ્ય નીતિમાં કુશળ, દાન [36]આ-

---

રિવ-રાહુની માફક. મિત્રમંડળ ગ્રહણ વિવર્દ્ધિતરૂચિઃ-સૂર્યનું મંડળ ગ્રહણ કરવામાં વધારે પ્રીતિ ધરાવનાર. મતલબ. સૂર્યના મંડળને ગ્રહણ કરવામાં અતિ પ્રીતિવાળા રાહુની માફક નથી.

(૩૨) न नलइव कलिविघटितः-ન-નથી. નલઇવ-નળરાજાની માફક. કલિવિઘટિતઃ-કળીયુગના આવેશથી વિયોગ પામેલ. મતલબ. કળીયુગના પ્રભાવવડે (દમયંતીથી) વિયોગ પામેલા નળરાજાની માફક નથી.

(૩૩) न चक्रीव शृगालवधस्तुति समुल्लासितः-ચક્રીવ-કૃષ્ણ ભગવાનની પેઠે. શૃગાલવધસ્તુતિ સમુલ્લાસિતઃ-'શૃગાલ' નામના રાજાનો નાશ કરવાથી (તે વખતે) મનુષ્યોએ કરેલી સ્તુતિથી આનંદ પામનાર; મ. શૃગાલ નામના રાજાનો નાશ કરવાથી તે વખતે મનુષ્યોએ કરેલી સ્તુતિથી આનંદ પામનાર શ્રીકૃષ્ણભગવાનની પેઠે નથી.

(૩૪) नंदगोपइव यशोदयाश्रितः-નંદગોપઇવ-'નંદ' નામના ગોવાળીયાની માફક યશોદયાશ્રિતઃ-'યશોદા' નામની તેની સ્ત્રી તેણે આશ્રય કરાયેલ. મ. યશોદાજીએ આશ્રય કરેલા નંદજીની માફક.

(૩૫) जरासंधइव घटितसंधिविग्रहः-જરાસંધઇવ-'જરાસંધ' નામના રાજાની બરોબર. ઘટિતસંધિવિગ્રહઃ-સંધીયો જેનું શરીર બનેલું છે તેવો. મ. જેનું સંધિથી શરીર બનેલું છે તેવા 'જરાસંધ' રાજાની બરોબર.

(૩૬) भार्गवइव सदानभोगः-ભાર્ગવઇવ-શુક્રના પ્રમાણે. સદા-

૫વામાં અને વૈભવ ભોગવવામાં અતિ ઉત્સાહી હતો: ઉત્તમ મિત્ર[37]મંડળથી શોભાયમાન હતો અને જેની પાસે ઉમદા વિચારના કારભારીઓ રહેતા હતા. [38]યાચક જનોની માગણી પરિપૂર્ણ કરનાર, સર્વ પૃથ્વીનું રક્ષણ કરનાર હતો, અને [39]સુંદર અવસ્થાથી અતિ સ્વરૂપવાળો, તે રાજા હતો.

[1]જેમ નંદન વનનો આશ્રય કરનાર પારિજાતક (કલ્પવૃક્ષ) તેમ આશ્રિત મનુષ્યોને આનંદ આપનાર; જેમ પાર્વતીજીને પ્રગટ કરનાર

---

નિત્ય. નભોગઃ–આકાશમાં ગમન કરનાર. મ. આકાશમાં સદા ગમન કરનાર શુક્રના પ્રમાણે.

(૩૭) दशरथइव सुमित्रोपेतःसुमंत्राधिष्ठतश्च–દશરથઇવ–'દશરથ' રાજાની માફક. સુમિત્રોપેતઃ–સુમિત્રા નામની સ્ત્રી સહિત. સુમંત્રાધિષ્ઠિતઃ–સુમંત્ર સારથીએ આશ્રય કરેલા. મ. સુમિત્રા નામની સ્ત્રીસહિત અને સુમંત્ર નામના સારથીએ આશ્રય કરેલ, દશરથ રાજાની માફક.

(૩૮) दिलीपइव सुदक्षिणानुरक्तो रक्षितगुश्च–દિલીપઇવ–'દીલીપ' નામના રાજાની માફક. સુદક્ષિણાનુરક્તઃ–સુદક્ષિના નામની સ્ત્રીઉપર પ્રેમ ધરાવનાર. રક્ષિતગુઃ–કામધેનુનું રક્ષણ કરનાર. મ. સુદક્ષિણા નામની પોતાની સ્ત્રીઉપર પ્રેમ ધરનાર અને કામધેનુનું રક્ષણ કરનાર દિલીપ રાજાની માફક.

(૩૯) रामइव जनित कुशलवयोरूपोच्छ्रायः–રામઇવ–રામચંદ્રની પેઠે. જનિતકુશલવયોરૂપોચ્છ્રાયઃ–કુશ અને લવ નામના પોતાના પુત્રોની સંપત્તિ વધારનાર. મ. કુશ અને લવ નામના પોતાના પુત્રોની રૂપની સંપત્તિ આપનાર રામચંદ્રજીની પેઠે.

(૧) આ સર્વ તે રાજાનો 'કંદર્પ=કેતુ' નામનો પુત્ર હતો તેનાં વિશેષણ છે.

હિમાલય પર્વત, તેમ નાના પ્રકારના માંગલિક મહોત્સવને પ્રગટ કરનાર; (ક્ષીર સમુદ્ર મથન કરવાની વખતે) જેમ વાસુકી નાગના ચળકતા શરીરથી વિંટાએલો [2]મંદરાચળ પર્વત, તેમ વીલાસી પુરૂષોના વૈભવથી ભરપૂર; જેના ઉપરનો ભાગ શંકરથી સેવાય છે તેવો જેમ કૈલાસ પર્વત, તેમ જેના ચરણારવિંદમાં મોટા રાજાઓના મુગટ મણિ અડકે છે તેવો; જેમ વિચિત્ર તરેહનાં બગીચાઓને પ્રફુલિત

---

(૨) કોઇ વખતે ઇંદ્રરાજા પોતાના ઐરાવત નામના હાથી ઉપર બેસીને સ્વારીમાં જતા હતા, તે વખતે માર્ગમાં દુર્વાસારૂષિ મળ્યા, અને તેણે ઇંદ્રને પ્રસન્ન થઈ પુષ્પ માળા આપી; ઇંદ્રે તે માળાનો સ્વીકાર કર્યો પણ લક્ષ્મીના મદથી પહેરી નહી અને 'ઐરાવત' હાથીના કુંભસ્થળ ઉપર મુકી, તે મુકતાંજ ઐરાવતે પોતાની શૂંઢવતી તે માળાને લઇ પગમાં ચાંપી, તે જોઇ ક્રોધિષ્ટ દુર્વાસારૂષિને કોપ થયો અને ઇંદ્રને શ્રાપ આપ્યો. હે ઇંદ્ર! તું ત્રણલોકની લક્ષ્મીથી મદોન્મત્ત થયો છો, માટે તું લક્ષ્મીરહિત થઇજા, એવા દુર્વાસાના શ્રાપથી ત્રણેલોક લક્ષ્મી રહિત થયા, તેથી યજ્ઞ યાગાદિક ક્રિયા નાશ પામી. તે સમયમાં જ્યારે ઇંદ્ર અને વરૂણ વગેરે સર્વ દેવતાઓ એકઠા થઇ મેરૂ પર્વત ઉપર બ્રહ્માની સભામાં જઇ બ્રહ્માને સર્વ વૃતાંત નિવેદન કર્યું. તે વખતે બ્રહ્મા દેવતાઓને નિસ્તેજ જોઇ અને દૈત્યોને તેજસ્વી જોઇ મનમાં ભગવાનનું સ્મરણ કરી, દેવતાઓને બ્રહ્મા કહે છે, હું તમે શિવ અને મનુષ્યો જે ઇશ્વરના અંશ છૈયે, તે ઇશ્વરને શરણે આપણે જઇયે, એવીરીતે વિચારકરી દેવતા સહિત બ્રહ્મા ઈશ્વરના નિર્મળ ધામમાં ગયા. ત્યાં જઇ બ્રહ્માએ અગમ્ય ઇશ્વરની સ્તુતિ શરૂકરી, તે સ્તુતિથી ઇશ્વર પ્રસન્ન થયા અને સહસ્ત્ર સૂર્યના જેવા પ્રકાશવાળા પોતાના સ્વરૂપનું દર્શન આપ્યું. તે વખતે સર્વ દેવતાઓએ

ફુરનાર વસંત ૠતુનો સમય, તેમ વિવિધ પ્રકારની સુંદરીના મન પ્રફુલ્લિત, કરનાર; જેમ ક્ષિર સાગરને મથવા સારૂ રવાઈ રૂપ થઇ સમુદ્રના પાણિમાં મોટો શબ્દ કરનાર 'મંદ્રાચળ' પર્વત, તેમ ત્રીલોકમાં જેની કીર્ત્તિ ગાજી રહી છે તેવો, જેમ રતિ નામની પોતાની સ્ત્રીને પ્રસન્ન કરનાર કામદેવ, તેમ પોતાની પ્રજાને પ્રસન્ન કરનાર; જેમ સંધ્યા કાળમાં શંકરના નૃત્ય કરવાથી ફેલાયેલ વિભૂતિનો સમૂહ, તેમ દરેક બાબતમાં ઉત્તમ વિચારવાન, અને ક્રોધથી નહિ ઠગાય તેવો; જેમ સ્વચ્છ વાદળાંવાળો અને આકાશનું અવલંબન કરનાર શરદ ૠતુનો વરસાદ, તેમ સ્વચ્છ મનવાળો અને વિષ્ણુના ચરણારવિંદનો આશ્રય કરનાર; જેમ રણસંગ્રામમાં શુરવીર અર્જુન, તેમ રણસંગ્રામમાં સમર્થ. જેમ 'કુવલીયાપીડ' નામના હાથીથી શોભાયમાન કંસ રાજા, તેમ ભૂમંડળરૂપી ભૂષણથી શોભાયમાન; જેમ પોતાની માતા 'વિનતા' ને આનંદ આપનાર અને પોતાના પુત્ર 'સુમુખ' નાં લાડ લડાવનાર ગરૂડજી, તેમ વિનયવાન પુરૂષોને આનંદ આપનાર, અને

---

ઇશ્વરની સ્તુતિ કરી ત્યારે સર્વ પ્રાણિના મનનો અભિપ્રાય જાણનાર શ્રી ભગવાન દેવતાઓને કહેવા લાગ્યા કે મેં તમારા મનનો અભિપ્રાય જાણ્યો છે. તમે અહીંઆથી જઇ દૈત્યોની સાથે સ્નેહકરી સમુદ્રમાંથી અમૃત કાઢવાનો યત્નકરો. જેના પાનકરવાથી પ્રાણિને કોઇ દિવસ મૃત્યુ આવેજ નહી. માટે ક્ષિરસાગરમાં સર્વ જાતની ઔષધિ અને લતાઓ નાખી. મંદરાચળ પર્વતને રવાઇકરી, વાસુકી નાગનું નેતરૂંકરી મથવાનું શરૂ કરો હું તમારી સહાય કરીશ; જેથી મંથન કરવામાં કાંઇ હરકત આવશે નહીં. તે સમુદ્ર મંથનનું ફળ તમને મળશે અને દૈત્યો નિષ્ફળ થશે. એવી રીતે શ્રી ભગવાનનાં વચન સાંભળી તે દેવતાઓએ તે પ્રમાણે આચરણ કર્યું.

સુંદર મુખારવિંદવાળા મનુષ્યોને હર્ષ પમાડનાર, જેમ વરાહ અવતારનો સ્વીકાર કરનાર નારાયણ ભગવાન, તેમ શરીરથી મનોહર; જેમ કાળના નિયમને સ્વાધીન કરનાર ભિષ્મપિતામહ, તેમ સમગ્ર કાર્યમાં વખતના નિયમને બાંધનાર; જેમ સુશર્મા, નામના યોદ્ધા સહિત કૌરવનું સૈન્ય, તેમ મનોહર સુખનો વૈભવ ભોગવનાર; [3]બાહુથી મનોહર અને સુંદરીઓને આનંદ પમાડનાર, સર્વ પ્રાણી ઉપર સરખી રીતે દૃષ્ટિ રાખનાર અને સર્વ રાજાઓનો અધિરાજ, [2]નિરેગી અને સ્થિર અંતઃકરણવાળો, જેમ અતિ નિર્મળ જળની ધારાથી હંસના ટોળાને ત્રાસ પમાડનાર વરસાદ, તેમ અતિ વિમળ તરવારની ધારાથી રાજારૂપી હંસોને ભય ઉપજાવનાર; કુળમાં [3]દીવારૂપ અને જેની પૂર્વેથી એકજ સ્થિતિ ચાલી આવે છે તેવો, તે 'ચીંતામણિ' રાજાનો 'કંદર્પકેતુ' નામનો પુત્ર હતો.

---

(૩) 'વિરોધાભાસ' અલંકાર અહિં છે. सुबाहु रपिरा मानंदः-સુબાહુઃ=નામનો રાક્ષસ, રામનો શત્રુ. અપિ-પણ. રામાનંદઃ-રામચંદ્રજીને આનંદ આપનાર. મ. ( રામચંદ્રનો શત્રુ ) સુબાહુ નામનો રાક્ષસ છે તોપણ રામચંદ્રજીને આનંદ આપનાર છે.

(૧) समदृष्टि रपि महेश्वरः-સમદૃષ્ટિ-બે નેત્રવાળો. મહેશ્વર-શંકર. મ. બે નેત્રવાળો છે તોપણ ( ત્રિનેત્ર ) શંકર છે.

(૨) मुक्तामयोऽप्यतरलमध्यः-મુક્તામયઃ-વચલા ચગદાવાળો મોતિનો હાર. અતરલમધ્યઃ-વચલા ચગદા વિનાનો. મ. વચલા ચગદાવાળો હાર છે તોપણ વચલા ચગદા વીનાનો છે

(૩) वंशप्रदीपो ऽप्यक्षतदशः-વંશપ્રદીપઃ-વાંશ ઉપર ટાંગેલો દીવો. અક્ષતદશઃ-નહી નાશ પામેલ વાટવાળો. મ. વાંશ ઉપર ટાંગેલો દીવો છે તોપણ જેની વાટ જરા પણ ઓછી થતી નથી.

સોળ કળાથી ભરપૂર, રાત્રીના અંધકારને હરનાર, કુમુદિનીના વનનો મિત્ર દિશાઓને પ્રસન્ન કરનાર એવા ચંદ્રમાના ઉદય થવાથી જેમ ઉછળતા પર્વત જેવા તરંગવાળા, જલચરના સંચારથી પરિપૂર્ણ એવા સમુદ્રો મર્યાદા મુકી વૃદ્ધિ પામે છે, તેમ કળા અને કૌશલ્યથી પરિપૂર્ણ, શંકરના જેવો પ્રતાપી, શત્રુઓને કંપાવનાર, પૃથ્વીનું પાલન કરનાર યાચક જનોને સંતોષ પમાડનાર, એવી તે રાજાની ઉત્તમ દૃષ્ટિતળે ઉત્તમ કુળ વાળી અતિ ચડતિ દશાને પામેલી સુંદર આજીવકા વાળી અંતઃકરણથી નિર્મળ, એવી તેની પ્રજા પણ પરમ આનંદથી વૃદ્ધિ પામી અનિરૂદ્ધ નામના પોતાના પુત્રના વિલાસને ઉત્પન્ન કરનાર, રતિ નામની પોતાની સ્ત્રીને વલ્લભ, અને પુષ્પ એ જેનું બાણ છે, એવા કામદેવના દર્શનથી જેમ સ્ત્રીઓનાં હૃદય અતિ આનંદ પામે છે, તેમ ઉત્તમ તરેહના વિલાસમાં કુશળ, અનુરાગી પુરૂષોને પ્રિય અને કામદેવ કરતાં પણ કાંતિથી મનોહર તે કંદર્પકેતુ રાજાના દર્શનથી, સુંદર્યોનાં મન અતિ હર્ષિત થયાં. જેને વિશે મંદ મંદ વાયુ વહે છે, મધુર અને મૃદુ 'કોકિલાના' શબ્દો કાન ઉપર પડે છે, નવીન અંકુરો પ્રકાશિત થઇ રહ્યા છે. વિલાસી પુરૂષોમાં શૃંગારાદિ રસો પ્રગટ થઇ જાય છે. મનોહર સુગંધી મનને આનંદ આપે છે, સર્વ પ્રાણિઓને કમળનાં પુષ્પો સહેલાઇથી મળી શકે છે, ધતુરો ઘણી શોભાને ધારણ કરે છે. એવો વસંત રૂતુનો સમય જાણે, સર્વ પુષ્પો ઉપર છવરાઇ રહેલો હોય નહીં તેવો જોવામાં આવે છે, જે વસંત રૂતુના સમયને માટે જેમ વિકાશિત હજારો કળીયોથી ભરપૂર, ભ્રમરાઓથી વિંટાયેલી પરવાળાંની શોભાને ધારણ કરનારી, અને જેના ઉપર પક્ષિઓ વીલાસ કરે છે, તેવી વનની લતાઓ ઇચ્છા કરે છે, તેમ વિદ્વાનો અને સત્પુરૂષોનું આગમન સ્થાન, કર્ણને પ્રિય કોકિલના

જેવા મૃદુ સ્વર વાળો શ્રૃંગાર રસને પ્રગટ કરનાર, સુંદરીઓને રમણમાં રંગ આપનાર, સર્વોત્તમ પંડીતોનો આધાર, સર્વ મનુષ્યોને લક્ષ્મીની પ્રાપ્તિ સહજ રીતે કરાવનાર સુવર્ણની સમૃદ્ધિને વધારનાર, વીર્યવાન પુરૂષોમાં અગ્રેસર એવા આ કંદર્પકેતુ રાજાને માટે અતિ ઉત્સાહ સહિત, પોતાના મનોહર કામુક સાથે રહેલી છતાં પણ મુક્તાહારથી શોભાયમાન મુગ્ધ અવસ્થા વાળી હજારો મનોહર સ્ત્રીઓ ઈચ્છા રાખતી હતી.

[1]રણસંગ્રામમાં કંદર્પ કેતુ રાજાએ પોતાના ભુજ દંડમાં ધનુષ્ય લીધું તથા ધનુષ્ય ઉપર બાણ ચડાવ્યાં બાણવડે શત્રુનાં મસ્તકો છેદ્યાં શત્રુનાં મસ્તકો ભૂમંડલ ઉપર પડયાં, અને તેથી ભૂમંડળને આ રાજા જેવો અતિ અદ્ભુતસ્વામી મળ્યો સ્વામીએ કીર્તિ મેળવી, ને તે કીર્તિ સપ્ત સમુદ્ર પર્યંત પહોંચી સમુદ્રોએ સત્ય યુગના રાજાનું સ્મરણ કરાવ્યું, અને તે સ્મરણે પૃથ્વી ઉપર સ્થિરતા મેળવી, તેથી સર્વ પ્રાણિને ક્ષણ ક્ષણ પ્રત્યે આશ્ચર્ય ઉપજવા લાગ્યું.

---

( ૧ ) આ ઠેકાણે ‘માલા દીપક’ અલંકાર છે. તેનું લક્ષણ ‘ચંદ્રાલોક’ માંથી दीपकैकावलीयोगात् मालादीपक मुच्यते=એક ક્રિયાથી બે વાકયને સરખાવનાર ‘દીપક’ અલંકાર, અને જેમાં પ્રથમ આવેલા વાકયના અંતના પદનું બીજા વાકયમાં આદિ ઉચ્ચારણ થાય છે, એવો ‘એકાવલી’ અલંકાર; તે બન્ને અલંકારોનો જ્યાં સમાવેશ થાય ત્યાં ‘માલાદીપક’ અલંકાર સમજવો. ઉદાહરણ પણ તેમાંથી. स्मरेणहृदये तस्यास्तेनत्वयिकृतास्थितिः—કોઇ પુરૂષ પોતાના મિત્રને કહે છે કે, હે મિત્ર, જે સ્ત્રીની તું ઇચ્છા રાખે છે, તે સુંદરીના હૃદયમાં ‘કામદેવે’ નિવાસ કર્યો છે. અને તે યુવતી સ્ત્રીના હૃદયે તમારામાં નિવાસ કર્યો છે. અર્થાત્ તેનું ચિત્ત તમારામાં લાગ્યું છે.

[૨] 'કંદર્પકેતુ' રાજાના પ્રતાપ રૂપી અગ્નિથી શત્રુઓ દગ્ધ થઇ ગયા, તેથી તેની સ્ત્રીઓએ પેહેરેલા મોતિના હારોએ તેના હાથ પોતાને વાગશે એવા ભયથી તેના કુચ સમીપનો ભાગ છોડી દીધો, અર્થાત્ શત્રુની સ્ત્રીઓએ પોતાના પતિના મરિ જવાથી હાર ઉતારી નાખ્યા.

જે રાજાના તીક્ષ્ણ બાણોથી શિથિલ થયેલ મદોન્મત્ત હાથીઓનાં કુંભસ્થળમાંથી ખરી પડેલા મુક્તાફળોના સમૂહથી ચારે તરફ જેનો સીમાડો બંધાયો છે તેવો, જેમાં ચારે તરફથી બાણનો વરસાદ વ-સે તેવો. લોહી રૂપી જળવાળી નદીઓમાં અનેક વસ્તુની છાયા તથા માંસ અને તણાતાં છત્ર જેમાં જોવામાં આવે છે એવો, સેંકડો સેનાઓથી ભરપુર, જેમાં માથા વગરનાં ધડ નાચે છે, અને સુર[1]સુંદરીને વરવાની ઇચ્છા વાળા સુંદર ભટોની અહંકાર યુક્ત. ગર્જનાટીથી ભયંકર. એવા રણ સંગ્રામ રૂપી [2]સમુદ્રમાં કતલ થયેલ ખ્યા-

---

(૨) અહિંઆ 'ઉત્પ્રેક્ષા' અલંકાર છે, તેનું લક્ષણ તથા ઉદાહરણ કહેવાયેલ છે. જ્યારે ધણી મરી જાય છે, ત્યારે સ્ત્રીઓ છાતી કુટે છે. જેથી તમારા શત્રુઓનો રણ સંગ્રામમાં સંહાર થઈ ગયો, તથા તેની સ્ત્રીઓ કુટશે માટે તે સ્ત્રીઓની છાતીએ લટકતા મોતીના હારોએ વિચાર્યું જે આપણ ઉપર તે સ્ત્રીઓના હાથ વાગશે માટે આગળથીજ નિકળી ગયા હોય તેમ જણાય છે.

(૧) રણ સંગ્રામમાં જે સુરવીર સામા ચાલી વીર-શયામાં શયન કરે છે તેને વરવા સારૂ દેવ સ્ત્રીઓ આવે છે.

(૨) यस्यच्च निशित्त नाराच जर्जरित्त मत्तमात्तंग कुंभस्थल विगालित मुक्ताफलनिकर दंतुरित पांरसरे, पतत्पत्रत्रये रक्तवारिसंचार्द

દળો તથા હાથીઓ અને ઘોડાના લોહીથી રંગાઈ ગયેલો, જાણે વિજય લક્ષ્મીના પગમાં લાગેલ અળતાના રંગથી રંગેલ હોય નહીં તેવો, ખડ્ગ, તે રાજા પાસે શોભતો હતો.

પછી કેટલેક દીવસે પાછલી રાત્રીના સમયમાં જે વખતે, કાળરૂપી અઘોરીને દહિંના કોળીયા જેવો સફેદ, રાત્રીરૂપી યમુનાં નદીના ફીણના ઢગલા જેવો, મેનકા નામની અપ્સરાના નખ ધોવા માટે રાખેલા પથ્થરના કડકાની માફક સફેદ, ચૈત્રમહિનામાં પડતી છત્રની છાયાની પેઠે તમામ તરફ ગોળ ભાગવાળો, અસ્તાચળ પર્વત રૂપી ઓશિકા ઉપર સુખેથી મસ્તક રાખી શયન કરનારી રાત્રી રૂપી સુંદરીના કાનના ગોળ આભૂષણ જેવો, રાત્રી રૂપી સ્ત્રીને મધપાન કરતાં

---

નેકચ્છાયો ત્પલપુંડારિક વાહિની શતસમાકુલે નૃત્યત્કબંધે સુરસુંદરી સમાગમોત્સુક ચારુ ભટાહંકાર સંભારભીષણે સમરસાગરે=યસ્ય=જેના. ચ=અને. નિશિત નારાચજર્જરિત મત્ત માત્તંગ કુંભસ્થલ વિગલિત મુક્તાફલ નિકર દંતુરિત પરિસરે–તિક્ષ્ણ બાણથી શિથિલ થયેલ મદોન્મત્ત હાથીઓનાં કુંભ સ્થળમાંથી ગળી પડેલા મુક્તાફળના સમૂહની માફક ઊન્નત કીનારાવાળો. પતત્પત્રરથે–પડતાં પક્ષિવાળો. રક્તવારિસંચરદનેક છાયોત્પલપુંડરિક વાહિની શતસમાકુલે–લોહીના જેવાં પ્રવાહી જળમાં અનેક વસ્તુની છાયા અને કમળવાળી સેંકડો નદીઓથી ભરપૂર. નૃત્યકત્બંધે=ઉછળતા પાણીના તરંગવાળો. સુરસુંદરી સમાગમોત્સુકચારૂભટાહંકાર સંભારભીષણે=સુરસુંદરી નામની માછલીઓને મળવામાં ઉત્સાહી સુંદરભટનામના મત્સોના થતા ઝપાટાથી ભયાનક. સમરસાગરે=રણસંગ્રામની માફક સમુદ્રમાં. મ. કિનારાથી મનોહર. અનેક નદીઓથી ભરપૂર, તરંગથી પરિપૂર્ણ, જળચરોથી વ્યાપ્ત, જેમાં પક્ષિઓ પડે છે તેવા ભયાનક સમુદ્રમાં.

શેષ રહેલ મદ્યને ધારણ કરનાર રૂપાના પ્યાલા સરખો, શંખની કાંતીની બરોબર શ્વેત, એવો ચંદ્રમા, પશ્ચિમ સમુદ્રમાં ડુબવા લાગ્યો; પાછલી રાત્રીની ઝાકળથી કુમુદના પુષ્પમાં થતી પુષ્પ રજ ભીંજાઇ ગઇ, તેથી તેમાં ભ્રમરાઓના પગ બંધાઈ ગયા; મધુર શબ્દથી મેનાઓએ પતિ પાસે શયન કરેલી સ્ત્રીઓને જગાડવાનું શરૂ કર્યું; ઉત્તમ વિદ્યાર્થીઓ જાગૃત થઇ, અધ્યયન શાળામાં વિધ્યાભ્યાસ કરવા તત્પર થયા; શેરીઓમાં રાગધારીઓએ ગવાતા બિભાસ રાગ સંભળાવા લાગ્યા; ને જાણે અતી દુર્બળ હોવાથી બધી રાત્રીના પીધેલા અંધકારને પચાવવાને અસમર્થ માટે કાજળના રૂપમાં તે અંધકારની ઉલટી કરતા હોય નહીં એવા, જાણે વિષય રસથી ભરપૂર નાયક અને નાયકાનો સુરત વિલાસ જોવા માટે સેંકડો વખત ઊંચી ડોક કરી જોવાથી ખેદ પામતા હોય તેવા, નાના પ્રકારના રતિ વિહારમાં થતાં આસનથી થતા વિચિત્ર વિલાસના સાક્ષી સ્વરૂપ શરણે આવેલાનું રક્ષણ કરવું જોઇએ તે રીત પ્રમાણે પોતાની હેઠળ શરણે આવેલા અંધકારનું રક્ષણ કરનારા, [1]સ્નેહનો નાશ થવાથી હલકાઇને પામેલા દુર્જનોની માફક તેલના બળી જવાથી ઝાંખા પડેલા, અવસ્થાને પોહોંચેલા વૃદ્ધ પુરૂષોની પેઠે વાટના છેડાને પામેલા, માત્ર પાત્રથીજ બાકી રહેલા વિપત્તિમાં પડેલા સત્પુરૂષોની માફક તેલ અને વાટના બળી જવાથી માત્ર કોડીયું જેને બાકી રહેલું છે તેવા, રાત્રીના મધ્યમાં સંચાર કરનારા દૈત્યોની પેઠે રાત્રીના મધ્યમાં વિહાર કરનારા, જેમ અસ્તાચળ પર્વત ઉપર સૂર્યનાં કિરણો પડે છે, તેમ જેના ઉપર પતંગીયા પડે છે, તેવા દિવાઓ, થયા; ભ્રમરાઓ મકરંદ બિંદુના સમૂહમાં ગુંજારવ કરવા લાગ્યા; શયન મંદિરમાં બના-

(૧) સ્નેહ=પ્રિતિ અથવા તેલ.

વેલી પુષ્પની સામગ્રી કરમાઇ ગઇ; પતિના વિયોગ થવાનો વખત નજીક આવવાથી જાણે તેના શોકને લીધે પોતાના વીખરાઈ ગયેલ ચોટલામાંથી ખરતાં પુષ્પ રૂપી આંસુની ધારાનો [૨]વરસાદ વરસાવી પતિને જતાં રોધ કરતી હોય નહીં [૩]તેવી, પગમાં થતા ઝાંઝરના ઝણઝણાટથી ચીત્તનું આકર્ષણ કરનારી, શેષ[૪]રાત્રીમાં થયેલ રતિના પરિશ્રમથી વિખરાઇ ગયેલા ચોટલામાં ગુંથેલી માલતી પુષ્પોની માળામાંથી ખરી પડેલાં માલતીનાં પુષ્પોની સુગંધી લેવા આવેલા ભ્રમરાઓની પાંખુના મંદ મંદ વાયુથી જેના મુખઉપર લાગેલાં પરશેવાનાં સુંદર બીંદુઓ સુકાઈ ગયાં છે એવી, અને પ્રથમ રતિવિલાસમાં

---

(૨) अकालजेषु नृपते विद्युद्गर्जित वृष्टिषु ॥ उत्पातेषु त्रिविधेषु सप्तरात्रंच न ब्रजेत् ॥ હે રાજન, જ્યારે સમય વગર વિજળીનો પ્રકાશ થાય, અથવા મેઘની ગર્જના થાય, અથવા વરસાદનું વરસવું થાય, ત્યારે સાત રાત્રી પણ બીજે જવા સારૂ પ્રમાણ કરી બહાર જવું નહીં.

(૩) આ ઠેકાણે 'પ્રવત્સ્યત્પતિકા' નાયકા છે. તેનું લક્ષણ 'રસરત્નહાર' માંથી प्रवत्स्यति प्रियतमे प्रवत्स्यत्पातिकेष्यते પ્રવાસ કરવાની તૈયારીમાં જે નાયકાનો પતિ છે તે નાયકાને 'પ્રવત્સ્યત્પતિકા' કહે છે. આ 'પ્રવત્સ્યત્પતિકા ઉપર કહેલા કારણથી પોતાના પતિને જતાં રોકતી હોય નહી તે 'ઉત્પ્રેક્ષા' અલંકારથી દર્શાવેલ છે.

(૪) પતિની સાથે વિહાર કરવાથી ચોટલાની લટો ઢીલી પડી જાય છે; તેથી તેમાં ગુંથેલાં પુષ્પો નીચે ખરી પડયાં; જેની સુગંધી લેવા માટે ભ્રમરાઓ દોડયા આવ્યા, તેથી તે ભ્રમરાઓની પાંખો રૂપી પંખાવડે સ્ત્રીના મુખને પવન આવ્યો જેથી પરશેવાનાં બીંદુઓ સુકાઈ ગયાં.

આનંદમાં મગ્ન, એવી મનોહર વિલાસિની સ્ત્રીઓ થઇ; અને પુષ્પની પાંખડીઓને હળવે હલવે ચલાવનાર સુંદર મણિના હારના મંજુ અવાજથી શોભાયમાન એવી કામનીઓનાકેશની રજને હરનાર, 'તળાવમાં રહેલાં કમળને પ્રફુલ્લિત કરનાર, આનંદની વૃદ્ધિ કરનાર, સર્વ પ્રાણિને સ્પર્શનુ સુખ આપનાર' પ્રાણપ્રિયના વિરહથી અતિ કઠોર દુઃખનો અનુભવ કરનારી સ્ત્રીઓઉપર ચારેતરફ કામદેવરૂપી અગ્નિના તણખાનો વરસાદ વરસાવનાર, ચક્રવાક પક્ષિઓનાં જોડાએ અતિ દૂરથી કરેલા ઉચ્ચારને સાંભળવામાં સહાય કરનાર, એવો મંદમંદ વાયુ આવવા લાગ્યો.

તે વખતે [1]જાંઘઉપર, કામદેવના નગરને તારેણરૂપ, કામદેવના નગરના મોટા તોપા ખાનાનું રક્ષણ કરવાસાર સુવર્ણથી બાંધેલ કીલ્લારૂપ, રોમાવળી રૂપી લતાના કયારારૂપ, સાથળરૂપી ચંદ્રમાની આસપાસ થતા કુંડાળારૂપ, ત્રિલોકનો વિજય કરવા માટે રોમાવળી રૂપી બાણથી વિચિત્ર, સકલ મનુષ્યનાં હૃદયરૂપી કેદીને રહેવાને કારાગૃહ, ( બંધીખાનું ) જગતમાં રહેલ સર્વ મનુષ્યોનાં નેત્રરૂપી પક્ષિઓની પંક્તિને ખેંચવાની દોરીરૂપ, એવી કટીમેખળા જેના જઘન સ્થળઉપર [2]શોભી રહીછે તેવી, [3]ઉચ્ચસ્તનભાર નું વ્યવધાન આવવાથી મુખચંદ્રના દર્શનનો લાભ મળતો નથી, તે માટે જાણે

ખેદ પામતી હોય તેવી, અગર જાણે મોટા નિતંબ બિંબ અને સ્તનકલશની વેદનાથી ઉત્પન્ન થયેલ શ્રમ વડે, અથવા મોટા નિતંબ બિંબની ઇર્ષ્યાથી, અગર બ્રહ્મના હાથ રૂપી પાશના દબાણથી, કે પોતાના ઉપર રહેલાં ભારવાળા સ્તનકલશો! પોતા ઉપરજ પડશે તેની ચીંતાથી, અતિ પાતળી કટીવાળી [૪]મનોહર મણિમય સુવર્ણના જેવા કાંતી વાળા. ખીંટડીઓ રૂપી મહોર છાપથી છાપેલા, જાણે અતિ વિસ્તાર વાળા અને વજનદાર હોવાથી પડી જશે તેવા ભયને લીધે ખીંટડીઓ રૂપી ખીલા મારી મજબુત કરેલા હોય તેવા, સર્વ અવયવમાં સૌંદર્ય નાખતાં બાકી રહેલ સૌંદર્યના બે ઢગલા હોય નહીં તેવા, હૃદયમાં શયન કરનાર કામદેવ રૂપીનાયકનાં બે ગામસુરીયાં હોય તેવા, રોમાવળીરૂપી લતાનાં ફળ રૂપ, કામદેવનો પ્રતાપ વધારી જગતને વશ કરવા સારૂ વશીકરણ ચૂર્ણ રાખવાના બે કંડીયા હોય તેવા, સર્વ મનુષ્યના હૃદયને આકર્ષણ કરવાના ગર્વને ધારણ કરનારા, સંસાર રૂપી વૃક્ષોનાં મોટાં ફળ રૂપ, યૌવન રૂપી મહા વૃક્ષોથી ઉત્પન્ન થયેલા, હાર રૂપી લતાતંતુંઓમાં લુબ્ધચક્રવાક પક્ષિઓ જેવા. મુક્તા[૫]હારની બે સેરો અને રોમાવલીના સગંમ રૂપી ત્રિવેણીના કીનારા રૂપ ત્રિલોકીનો વિજય કરવાથી પરિશ્રમ પામેલા અનંગને રહેવાને એકાંત સ્થળ રૂપ,

---

(૪) આ સર્વસ્તન કલશનાં વિશેષણો છે.

(૫) પ્રયાગમાં ગંગા, યમુનાં અને સરસ્વતીનો સંગમ થાય છે. તેને ત્રિવેણી કહે છે. અહિં ત્રિવેણી કેહેવાનું કારણકે ઉપરની માફક અંહી પણ મોતિના હારની બે શેરો અને રોમાવળી એમ ત્રણનો સંગમ થાય છે.

દેખાવ કરતાં હોય તેવાં, શ્વેત અને કાળાં કમળની માળાની શોભાનો દેખાવ કરનારાં, એવાં સુશોભિત નેત્રોથી મનોહર સ્વરૂપવાળી; [૧૦]દાંતરૂપી રત્નને તોળવા સારૂ ત્રાજવાની દાંડીરૂપ, નેત્રરૂપી સમુદ્ર ઉપર બાંધેલા સેતુ (પુલ) રૂપ, [૧૧]યૌવન અને કામદેવરૂપી બે મદોન્મત્ત હાથીઓને બાંધવા સારૂ નિગડરૂપ, એવી નાસિકાથી શોભાયમાન; [૧૨]નેત્રરૂપી ઇંદિવર કમળના ઉપર રહેલા ભ્રમરાઓની પંક્તિરૂપ, કામદેવને રહેવાને મુખ રૂપી મંદિરનાં બારણાને તોરણ રૂપ, પ્રિતિરૂપી સમુદ્રની મર્યાદા રૂપ, યૌવનરૂપી સૂત્રધારની નટીરૂપ, એવી કુટિલ ભ્રકુટીથી સુંદર; વર્ષાઋતુમાં પયોધર (મેઘ) થી સુંદર ગગનની શોભાની માફક ઉન્નતપયોધરથી મનોહર; નૂંપુરના [૧૩]શબ્દથી મનુષ્યના ચીત્તનું આકર્ષણ કરનારી, જેમ દુર્યોધન રાજાનાં નેત્રો કર્ણ રાજા ઉપર વીશ્રામ પામતાં, તેમ જેનાં નેત્રો કર્ણ પર્યંત વિસ્તારે

---

(૧૦) આ સર્વ નાસિકાનાં વિશેષણો છે.

(૧૧) મદથી ઉન્મત્ત હાથી જેમ કોઇને ગણતો નથી તેમ યૌવન અને કામરૂપી મદોન્મત્ત હાથીઓ પણ કોઇને ગણે તેવા નથી. માટે તેના બંધીખાના રૂપ નાસિકાને ઠરાવી છે. જેમકે તેના મદમાં મત્ત થઈ કુકર્મ કરે તો, તેને જગતમાં નાક કપાયું એમ કહે છે.

(૧૨) આ સર્વ ભ્રકુટીનાં વિશેષણો છે.

(૧૩) जयशब्दघोषणोपपन्नजनमूर्त्तिमिव लसत्तुलाकोटिप्रतिष्ठितां= જયશબ્દઘોષણોપપન્નજનમૂર્ત્તિમિવ=જયજય એ પ્રકારના શબ્દ કરનાર મનુષ્યની માફક. લસત્તુલાકોટિ પ્રતિષ્ઠિતાં- શોભાયમાન ત્રાજવાંની ઉપર બેઠેલા. મ. સુંદર ત્રાજવા ઉપર પ્રતિજ્ઞા કરી બેઠેલની પાસે જયજય એ પ્રકારનો શબ્દ કરનાર મનુષ્યની માફક.

એવા બે સ્તનકલશોથી શોભાયમાન; મુખ [6]ચંદ્રની સમીપમાં રહેલ સંધ્યાના રંગની બરોબરીને ધારણ કરનાર, દાંત રૂપી મણીનું રક્ષણ કરવા સારૂ સીંદૂરની મુદ્રાને અનુસરનાર, જાણે હૃદયથી બહાર નિકળતા રાગરૂપી રંગથી રંગેલ હોય તેવો, રાગ રૂપી [7]સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલ પરવાળાના વૃક્ષોનાં નવીન અંકુરોની ઉપમાને ધારણ કરનાર, એવા અધરબીંબથી પ્રકાશ પામતી; પ્રકાશ પામેલ સુંદર કેતકીનાં પુષ્પની પાંખડીઓની માફક અતિ [8]વિસ્તાર વાળાં, હૃદય રૂપી નિવાસ મંદીરમાં વાસ કરનાર કામદેવ રૂપી વિલાસી પુરૂષને જાણે જોવાને વાસ્તે રાખેલાં જાળીયાં હોય તેવાં. રતાશને ધારણ કરનારાં, અને જેને એક વખત જોવાથી બીજાનાં [9]નેત્રો જોવા સારૂ ઉપેક્ષા કરાવનારાં, પોતાની થતી વૃદ્ધીને અટકાવનાર કર્ણ ઉપર ક્રોધ કરવાથી પ્રાંતના ભાગમાં લાલાશને ધારણ કરનારાં, જાણે ચકિત દૃષ્ટિના ફેલાવવાથી સર્વ જગતને સફેદ કરતાં હોય નહી. તેવાં આકાશ તરફ તેવી દૃષ્ટિનો વિસ્તાર કરવાથી જાણે આકાશમાં પ્રફુલ્લિત વનનો

(૬) આ સર્વ અધરબિંબનાં વિશેષણો છે.

(૭) અહીં રાગને લાલ કલ્પ્યો છે, માટે તેમાંથી થયેલ પરવાળાનાં વૃક્ષો બીજા વૃક્ષો કરતાં લાલ હોય અને તેના અંકુરો એટલે અંકુરો સ્વભાવથી લાલ હોય છે તેમાં પણ પરવાળાના અંકુર જેવો. મતલબ કે તેના જેવું કોમળ અને લાલ જગતમાં બીજું છેજ નહીં,

(૮) આ સર્વ નેત્રોનાં વિશેષણ છે.

(૯) सरागेणाऽपिनिर्वाणंकुर्वता=સરાગેણ-સંસાર પ્રિતિ સહિત. અપિ-પણ. નિર્વાણં-મોક્ષને. કુર્વતા-કરનાર. અહીં વિરોધાભાસ અલંકાર છે. મ. સંસારમાં પ્રિતિ સહીત છે. તો પણ મોક્ષને અર્પણ કરનાર જે નેત્રોની એવી શોભા છે કે જેને જોયાથી બીજા નેત્રો જોવાની ઇચ્છા થતીજ નથી.

દેખાવ કરતાં હોય તેવાં, શ્વેત અને કાળાં કમળની માળાની શોભાનો દેખાવ કરનારાં, એવાં સુશોભિત નેત્રોથી મનોહર સ્વરૂપવાળી; [10]દાંતરૂપી રત્નને તોળવા સારૂ ત્રાજવાની દાંડીરૂપ, નેત્રરૂપી સમુદ્ર ઉપર બાંધેલા સેતુ (પુલ) રૂપ, [11]યૌવન અને કામદેવરૂપી બે મદોન્મત્ત હાથીઓને બાંધવા સારૂ નિગડરૂપ, એવી નાસિકાથી શોભાયમાન; [12]નેત્રરૂપી ઇંદિવર કમળના ઉપર રહેલા ભ્રમરાઓની પંક્તિરૂપ, કામદેવને રહેવાને મુખ રૂપી મંદિરનાં બારણાને તોરણ રૂપ, પ્રિતિરૂપી સમુદ્રની મર્યાદા રૂપ, યૌવનરૂપી સૂત્રધારની નટીરૂપ, એવી કુટિલ ભ્રકુટીથી સુંદર; વર્ષારૂતુમાં પયોધર (મેઘ) થી સુંદર ગગનની શોભાની માફક ઉન્નતપયોધરથી મનોહર; નૂપુરના [13]શબ્દથી મનુષ્યના ચીત્તનું આકર્ષણ કરનારી, જેમ દુર્યોધન રાજાનાં નેત્રો કર્ણ રાજા ઉપર વીશ્રામ પામતાં, તેમ જેનાં નેત્રો કર્ણ પર્યંત વિસ્તાર

---

(૧૦) આ સર્વ નાસિકાનાં વિશેષણો છે.

(૧૧) મદથી ઉન્મત્ત હાથી જેમ કોઇને ગણતો નથી તેમ યૌવન અને કામરૂપી મદોન્મત્ત હાથીઓ પણ કોઇને ગણે તેવા નથી. માટે તેના બંધીખાના રૂપ નાસિકાને ઠરાવી છે. જેમકે તેના મદમાં મત્ત થઈ કુકર્મ કરે તો, તેને જગતમાં નાક કપાયું એમ કહે છે.

(૧૨) આ સર્વ ભ્રકુટીનાં વિશેપણો છે.

(૧૩) जयशब्दघोषणोपपन्नजनमूर्त्तिमिव लसत्तुलाकोटिप्रतिष्ठितां= જયશબ્દઘોષણોપપન્નજનમૂર્ત્તિમિવ=જયજય એ પ્રકારના શબ્દ કરનાર મનુષ્યની માફક. લસત્તુલાકોટિ પ્રતિષ્ઠિતાં- શોભાયમાન ત્રાજવાંની ઉપર બેઠેલા. મ. સુંદર ત્રાજવા ઉપર પ્રતિજ્ઞા કરી બેઠેલની પાસે જયજય એ પ્રકારનો શબ્દ કરનાર મનુષ્યની માફક.

પામેલાં છે, તેવી; ત્રિવલ્લીના[૧૪] વાટાથી સુંદર અવયવ વાળી; જેમ કન્યા અને તુલારાશિનું અતિક્રમણ કરી વૃશ્ચિક રાશિમાં ગયેલા સૂર્યનારાયણ, તેમ કન્યાની અવસ્થાનું ઉલ્લંઘન કરી યૌવન દશાને શોભાવનારી; જેમ અનીરૂદ્ધનાં દર્શનથી આનંદ પામનારી ઓખા,[૧૫] તેમ અનિર્વારિત સુખને આપનારી; નંદન નામના બગીચાને જોવામાં ઉત્સાહ ધરનારી જેમ ઇંદ્રાણી, તેમ સુંદર પદાર્થો જોવામાં ઉછરંગ ધરાવનારી; ચળકતાં[૧૬] ચપળ નેત્રોથી અને મનોહર કર્ણથી અતિ સુંદર; જેમ અતી ઘાટા વનમાં થતી ઊંચી અને શ્યામ, 'લકુચા' નામની વનસ્પતી, તેમ ઉન્નત અને શ્યામ સ્તનકલશથી રમણીય આકૃતીવાળી; સુંદર[૧૭] કંઠવાળી અને બાજો બંધથી અલંકૃત; સુંદર આભૂષણથી શોભાયમાન, મુખથી ચંદ્રની શોભાને ધારણ કરનારી; અધર પલ્લવથી લોહીત (લાલ) અગર

(૧૪) वामन लीलामिव दर्शित बलिभंगां=વામન લીલામિવ-વામન ભગવાનની લીલાની માફક. દર્શિત બલિભંગાં-બળીરાજાનો ભંગ બતાવનાર. મ. બળીરાજાનો ભંગ બતાવનાર વામન ભગવાનનાં ચરિત્રોની માફક.

(૧૫) એ બાણાસુરની કન્યા હતી. તેને સ્વપ્નમાં 'અનિરૂદ્ધ'નું દર્શન થયું હતું, તેથી અત્યાનંદમાં મગ્ન થઈ અને તે જાગી ગઈ.

(૧૬) पशुपतितांडवलीलामिवोल्लसच्चक्षुःश्रवसं=પશુપતિ તાંડવલીલામિવ-શંકરના નૃત્યની લીલાની માફક, ઉલ્લસચ્ચક્ષુઃ શ્રવસં-ઉછળતા સર્પવાળી. મ. ઉછળતા સર્પવાળી શંકરના નૃત્યની લીલાની માફક.

(૧૭) वानरसेनामिव सुग्रीवांगदोपशोभितां-વાનરસેનામિવ-વાંદરાઓની સેનાની માફક. સુગ્રીવાંગદોપશોભિતાં-સુગ્રીવ અને અંગદ નામના વાંદરાથી શોભાયમાન વાંદરાઓની સેનાની માફક.

મંગળની ઉપમાને ધારણ કરનારી; દર્શનથી સૌમ્ય (સુંદર) અગર બુધની બરોબર સુંદર; નિતંબ બીંબથી ગુરૂ (વજનદાર અગર બૃહસ્પતિ જેવી, નેત્ર કમળોથી વિકચ (પ્રફુલ્લિત) અગર શુક્રની શોભાને વહન કરનારી, ચરણારવીંદથી શનેશ્વર (મંદગતિવાળી) અગર શનિની માફક શોભતી, કેશપાશથી તમ (કાળી) અગર રાહુની પેઠે શોભાયમાન એ પ્રમાણે નવ ગ્રહના સ્વરૂપને ધારણ કરનારી; જાણે સંસાર રૂપી ભીંત ઉપર ચિત્રેલી હોય નહીં, તેવી; ત્રીલોકના રંગને રહેવાની ખાસ ભૂમી હોય તેવી, યૌવન રૂપી મહા યોગીએ રસાયનથી સિદ્ધ કરેલી, શૃંગાર રસની કલ્પિત વિચિત્ર ભિત્તિ હોય તેવી; જાણે ત્રિભુવનનો વિજય કરવા માટે કામદેવની પતાકા હોય તેવી; કામદેવને ઉત્પન્ન કરનારી; ઇંદ્રીઓને સ્તંભન કરવાનું ચૂર્ણ હોય તેવી; જાણે મન્મથને મોહ પમાડવાની શક્તિ હોય નહીં; જાણે સૌંદર્યને વિહાર કરવાનું સ્થળ હોય નહીં; જાણે સૌભાગ્યને રહેવાની શાળા હોય નહીં; જાણે લાવણ્યને રહેવાનું સ્થાનક હોય નહીં; જાણે મનને આકર્ષણ કરવાની બુટી હોય નહીં; જાણે કામદેવ રૂપી ઇંદ્રજાલિક (ગોડબજાણિઆ) ની નજર બાંધવાની સિદ્ધિ હોય નહીં; જાણે ત્રિભુવનને લોભાવવા સારૂ બ્રહ્માએ ઉત્પન્ન કરેલી હોય નહીં તેવી; લગભગ અઢાર વરસની સુંદરી; "કંદર્પકેતુ' રાજાએ સ્વપ્નમાં જોઇ.

જે વખતે કંદર્પકેતુ રાજા પ્રેમ સહિત પોતાનાં નેત્રોને ફેલાવી સ્વપ્નામાં આવેલી સુંદરીને જુવે છે, તે વખતે સ્વપ્નામાં આવેલી સ્ત્રીએ તે રાજાનો ત્યાગ કર્યો. (નિદ્રા ઉડી ગઇ) જાગૃત અવસ્થાને પ્રાપ્ત થતાં કંદર્પકેતુ રાજા જેમ ઝેરના તળાવમાં ડુબીજાય, અથવા દુર્જનોનાં વચનો સંબંધી વિચારમાં ગરકાબ થઇ જાય, તેમ સ્વપ્નના વિચાર રૂપી સમુદ્રમાં ડુબી ગયો અને પોતાના આત્માની સ્થિતિને કા-

યમ રાખવા માટે શક્તિમાન રહ્યો નહિ. ક્ષણ માત્રમાં તેને મળવાની ઇચ્છાથી પોતાના બન્ને હાથ ફેલાવી વિલાપ કરવા લાગ્યો. તથા જાણે દિશાઓમાં આળખેલી હોય નહી, અગર નેત્રોમા ખુચેલી હોય નહી, અથવા હૃદયમાં દાટેલી હોય નહીં, તેવીરીતે સર્વ અંગમાં રહેલી તે સુંદરીને બોલાવવા લાગ્યો.

ત્યાર પછી પોતાના બધા નોકરોને રજા આપી અને તાંબુલ વગેરે સર્વ વૈભવનો ત્યાગ કરી પલંગ ઉપર નેત્રોને મિંચી તે દીવસ રાજાએ કાઢયો તેમજ સ્વપ્નમાં ફરીને તે સુંદરીનો સમાગમ થશે, એવી ઇચ્છાથી રાત્રી પણ તેણે તેવીજ અવસ્થામાં ગુજારી. આ પ્રમાણે કંદર્પકેતુ રાજાની સ્થિતિ થતાં, તે રાજાના 'મકરંદ' નામના પ્રિય મિત્રે કોઇ પણ રીતે રાજાના મેહેલમાં જવા તક મેળવી પ્રવેશ કર્યો, અને કામબાણથી પરવશ થયેલા 'કંદર્પકેતુ' રાજાને કહેવાનું શરૂ કર્યું.—

"હે મિત્ર! આ શું? સજ્જન પુરૂષને ઘટે તેવા રસ્તાનો સ્વીકાર કર્યો છે? તમારૂં આ ચરિત્ર જોઇ સત્પુરૂષો વિચારમાં પડી ગયા છે. અને તમારે માટે ખળ પુરૂષો પણ હલકા અને અનુચિત વિચાર મનમાં ધારે છે. દુર્જનનું હૃદય, અન્યનુ બુરૂં થવાથી વખતો વખત આનંદ પામે છે, તેનું યથાર્થ વર્ણન કરવાને કોણ સમર્થ થઈ શકે? કોઇ પણ નહિં; કેમજે ખળપુરૂષ સર્વ પ્રાણિઓને ભય [1]ઉપજાવનાર અને થતા નવીન પુરૂષોની નિંદા કરનાર હોય છે. પા-

---

(૧) અહિંથી 'વિરોધાભાસ' અલંકાર શરૂ થયો છે. भीमोऽपि न बकद्वेषी–ભીમઃ–ભીમસેન. અપિ–પણ. ન–નથી. બકદ્વેષ કરનાર. અ. ભીમસેન છે તોપણ બક નામના અસુરનો દ્વેષ કરનાર નથી.

ણનાર [2]પુરૂષનું અનીષ્ટ કરનાર અને ધાતાની પેઠે પોષણ કરનાર પ્રાણિના ઉપર પણ શ્વાનની માફક અનુચિત વિચાર કરે છે; દુર્જન અત્યંત[3]કડવું અને રસ વગરનું ભાષણ કરનાર હોય છે; તેના ઉપર ઘણા ઉપકાર[4]કર્યા હોય અગર ઘણી રીતે તેની મરજી સાચવી હોય તો પણ ખળ પુરૂષ કદી પોતાની કડવાઇનો ત્યાગ કરતો નથી; જેમ તાડીનો રસ પ્રથમ નિકળતાં મધુર હોય છે પણ છેવટ સ્વાદ રહિત અને કડવો થાય છે, તેમ ખળપુરૂષનો મેળાપ પણ પ્રથમ અતિ પ્રિતિવાળો હોય છે પણ પરિણામે રસ વગરનો કડવો થઇ પડે છે; જેમ કેફનો જેવી રીતે ઉપભોગ થતો જાય છે તેવી રીતે તેમાં વધારે આસક્તિ થતી જાય છે, તેમ ખળપુરૂષોના સમાગમમાં પણ દૃઢ મોહ થતો જાય છે, જેમ નીચાણવાળા દેશને જળનો વિયોગ રહેતો નથી, તેમ દુર્જનો પણ કોઈ દિવસ શત્રુ વગર રહેતા નથી. અર્થાત્ તેના ઘણા શત્રુઓ હોય છે; જેમાં ગરમીથી પુષ્પો કરમાઈ જાય છે અને ઘણાં મચ્છરો થાય છે એવા ઉનાળાના દિવસોની માફક ખળ પુરૂષો પણ ઇર્ષાવાળા અને સત્પુ-

---

(૨) आश्रयाशोऽपि मातरिश्वा–આશ્રયાશઃઅગ્નિ. માતરિશ્વા–પવન. મ. અગ્નિ છે તોપણ વાયુ છે.

(૩ अतिकटु रपि महारसः–અતિકટુઃ–અત્યંત તિખો. મહારસઃ–મહારસવાળો. મ. અતિ તિખો છે તોપણ મહારસિક છે.

(૪ सर्षपस्नेहइव करयुगललालितोऽपि शिरसाधृतोऽपि न कटुत्वं जहाति–સર્ષપસ્નેહઇવ–કડવા તેલની માફક. કરયુગ લલાલિતોઽપિ–બન્ને હાથમા લગાવેલ છે તોપણ. શિરસાધૃતોઽપિ–મસ્તક ઉપર લગાવેલ છે તોપણ ન–નથી. કટુત્વં–કડવાઇને. જહાતિ–છોડવું. મ. બન્ને હાથમા લગાવેલ છે અગર મસ્તક ઉપર લગાવેલ છે તો પણ સરસીયું તેલ જેમ પોતાની કડવાશ છોડતું નથી તેની માફક.

રૂષોને સંતાપ કરનારા હોય છે: રાત્રીને ધાટી કરવામાં ચતુર અને વિશ્વકર્મા (દેવતાના શિલ્પી)ની કારીગરી જોઇ ન શકાય તેમ કરવામાં તત્પર અંધકારની માફક સર્વ પ્રાણિઓના દોષ ઘટાવવામાં નિપુણ, અને સર્વ મનુષ્યનાં સત્કર્મો જોવામાં ન આવે તેમ કરવામાં નિરંતર ઉદ્યોગી રહે છે; ખળપુરૂષો જગતથી [૫]વિપરીત વ્યવહાર કરનારા અને દંભી હોય છે; કોઇનાં ઉત્તમ વચનોને નહિ[૬]સહન કરનારા અને સ્વદેશી મનુષ્યની નીંદામાં તત્પર હોય છે; જેમ [૭]ગોરસમાંથી કાઢેલા દહીંને રવાઇ વલોવી નાંખે છે તેમ ખળના ઉપર સ્નેહ બતાવનારા સત્પુરૂષોનાં પણ અંતઃકરણને ખળપુરૂષો વલોવી નાંખે છે; જેમ કાગડો સર્વ પ્રદેશમાં શબ્દ કરતો ફરે છે, તેમ ખળ પુરૂષ પણ અતિ બકવા કરતો પોતાનું ચુગલીખોરપણું તમામ રીતે લોકોમાં પ્રગટ કરે છે; અતિશય [૮]અપશબ્દ બોલવામાં ચંચળ મુખવાળો અને દાન આપનારની નીંદા કરવામાં ઉત્સાહી હોય છે; જેમ ગાયની પાછળ

---

(૫) 'વિરોધાભાસ' અલંકાર છે. विरूपाक्षोऽपि चक्रधरः=વિરૂપાક્ષઃ-શંકર. ચક્રધરઃ-વિષ્ણુ. મ. શંકર છે તોપણ વિષ્ણુ છે.

(૬) शक्राश्वइव उच्चैःश्रवा नदेशजप्रशंसी च=સક્રાશ્વઇવ=ઇંદ્રના ઘોડાની માફક. ઉચ્ચૈશ્રવા=ઉચ્ચૈશ્રવા નામનો ઘોડો. નદેશજપ્રશંસી=સમુદ્રમાંથી ઉત્પન્ન થયેલા પદાર્થની પ્રશંસા કરનાર, ઉચ્ચૈશ્રવા નામના ઇંદ્રના ઘોડાની માફક.

(૭) જે પાત્રમાં દુધનું દહી જમાવે છે તેને ગોરસ કહે છે.

(૮) मत्तमातंगइव स्त्रवशालोलमुखो ऽधरीकृतदानश्च=મત્તમાતંગઇવ=મદોન્મત્તહાથીની માફક. સ્ત્રવશાલોલમુખઃ=હાથણીમાં ચંચળ મુખવાળો. અધરીકૃતદાનઃ=મદઝરતો. મ. હાથણીમાં ચંચળ મદઝરતા મદોન્મત્ત હાથીની માફક.

જવામાં કુશળ વૃષભ (ખુંટડો) તેમ પરમેશ્વરના ભયથી પણ નહી ડરનાર દુર્જન હોય છે; પોતાનું નામ છુપાવવામાં તત્પર અને સુંદરીઓને જવા આવવાના રસ્તામાં ફરનારા વિષયી પુરૂષોની માફક પોતાના કુટુંબનું બુરૂં કરવામાં તૈયાર અને વિપરીત રસ્તો લેવામાં ઉત્સાહી હોય છે; જેમ શરીરમાં અજીર્ણનો વિકાર સુસ્તિ લાવે છે, તેમ ખળ પુરૂષો પણ શરીરમાં અને વચનમાં હલકાઈ બતાવે છે; માંસમાં પ્રિતિ રાખનાર અને રાત્રીની ઇચ્છા કરનાર જેમ શિયાળ, તેમ મનુષ્યને જુઠા સોગન ખાઇ ઠગનાર અને ધનના લોભથી પોતાના સ્વામીની સાથે પણ તે શત્રુતા કરે છે; જેના કુટુંબમાંથી કોઇ પણ મનુષ્ય જ્યારે મૃત્યુ પામે છે, ત્યારે જેમ તેના કુટુંબના બીજા મનુષ્યને ખેદ થાય છે, તેમ ખળજન પણ પોતાના કુટુંબને નિરંતર સંતાપ આપે છે; ચંદનવૃક્ષને પણ કાપનારી ફરશીની માફક સુજ્ઞ અને સત્પુરૂષોનું ખંડન કરવામાં તે તત્પર હોય છે; પૃથ્વીને ખોદનારી કોદાળી જેમ પૃથ્વીમાં રહેલા જીવનો સંહાર કરે છે, તેમ કુટુંબમાં રહી પોતાના કુળનું નિકંદન કરનાર ખળપુરૂષ અતિ શાંત પ્રાણિઓનો પણ નાશ કરે છે; જેમ રસ્તાને વિશે વિષયમાં પ્રવૃત્ત થયેલાં શ્વાન (કુતરાં) સાધુ પુરૂષોને લજ્જા પમાડે છે, તેમ નીચકાર્ય કરવામાં પ્રવૃત્ત થયેલા ખળ પુરૂષો પણ સાધુ પુરૂષોને લજ્જા પમાડે છે; વનમાં ભટકવાથી અતિ પ્રસન્ન મદોન્મત્ત હાથી, જેમ પાસે ઉગેલાં અતિ કોમળ ઘાસથી પણ સંતોષ પામતો નથી, તેમ લોકોની નીંદા કરવાથી કરમાઇ ગયેલ મોઢાંવાળો ખળ પુરૂષ સુંદર વીણા વગેરે વાદ્યોથી અને સત્પુરૂષોનાં દર્શનથી હર્ષ પામતો નથી; ખળ પુરૂષોના દુર્વિચારરૂપી અંકુરો બીજ વગર પ્રગટ થાય છે, શાખાઓ શિવાય ઉત્પન્ન થાય છે, તેથી તે દુર્વિચારરૂપી અંકુરો, કોઇ પણ ઉપાયથી

છેદી શકાય તેવા હોતા નથી. ખળ પુરૂષનાં મનમાં બીજાનો સહેજસાજ દોષ જોવામાં આવે તોપણ તે દોષને મોટું રૂપ આપી તે દુર્જન પ્રકાશિત કરે છે.

સત્પુરૂષોનાં અંતઃકરણમાં તો દોષનો લેશ પણ પ્રવેશ કરતોજ નથી, અને કદાચ પ્રવેશ કરે તોપણ પારો જેમ ક્ષણમાત્ર ટકી શકતો નથી, તેમ તે દોષ પણ ક્ષણમાત્ર ટકી શકતો નથી; સાધુ પુરૂષો વિણા [1]અને મૃદંગના સુંદર અવાજથી આનંદમાં મગ્ન થઈ તેને વશ થઇ જાય છે; વિચિત્ર [2]ખંજન પક્ષિથી મનોહર શરદઋતુનો સમય જેમ આનંદ આપે છે, તેમ સત્પુરૂષો પણ સમાગમથી અતિ આનંદ આપે છે, ( મકરંદ કંદર્પકેતુને કહે છે હે મિત્ર ) તમારા જેવા સુજ્ઞ પુરૂષો મિત્રોનાં અંતઃકરણનું આકર્ષણ કરે છે; તે કાંઇ નવાઇ નથી, કેમ જે ચૈતન્ય રહિત પદાર્થોની પણ પરસ્પરની મૈત્રી અતિ ઉચિત પક્ષમાં ગણાય છે, ત્યારે ચૈતન્યવાળા પ્રાણિઓની મિત્રાઇમાં અયોગ્ય ઉપદેશ કરવો તેતો કેમજ ઘટે? મધુરતા, ઠંડાઇ, પવિત્રતા, અને ગરમીને સાંત કરવામાં જળ જેવો બીજો પદાર્થ નથી, એવું વિચારી તેની સાથે દુધે મિત્રાઇ કરી અને તેના સમાગમથી તે વૃદ્ધિ પામ્યું. પછી જ્યારે દુધનો ઊકાળો થવા માંડયો ત્યારે દુધના મિત્ર જળે વિચાર્યું જે મિત્રનો નાશ થવા પહેલાં આપણો નાશ

---

(૧) साधनो मृगाइव विनोदविंदोः श्रवणवशगाः-સાધવઃ-સત્પુરૂષ મૃગાઇવ-મૃગલાની માફક. વિનોદબિંદોઃ-વિનોદને જાણનાર. શ્રવણવશગાઃ-સાંભળતાં વશ થનાર. મ. વિનોદને જાણનારના ગાયનથી મૃગલાની પેઠે સાધુ પુરૂષો સાંભળવામાં લીન થઇ જાય છે.

(૨) मंजारटस्तु खंजनः-આ ખંજનપક્ષિ શરદઋતુમાં દેખાય છે અને તે ચકલાં જેવડું થાય છે.

થાય તે વધારે સારૂં, એમ ધારી પ્રથમ જળ બળે છે; જેથી ( ખળ તે ખળ અને સજ્જન તે સજ્જન ) માટે હે મિત્ર, સજ્જન પુરૂષોને લાયક પ્રથમનાં આચરણનો તમે સ્વીકાર કરો વખતે સજ્જન પુરૂષો પણ દિગ્મૂઢ થઇ અવળે રસ્તે ચડી જાય છે; એવાં પોતાના મિત્ર 'મકરંદ' નાં વચન સાંભળી કામબાણથી પરાધીન થયેલો 'કંદર્પકેતુ' રાજા 'મકરંદ'ને ટુંકામાં કહેવા લાગ્યો. હે મિત્ર 'મકરંદ' જેમ દૈત્યોની મા દિતિ ઇંદ્રના ત્રાસથી વ્યાકુળ થાય છે, તેમ સેંકડો શોકથી ભરપૂર મારા ચીત્તની વૃત્તિ વ્યાકુળ થઇ ગઇ છે, જેથી આ સમય ઉપદેશ કરવાનો નથી, મારાં સર્વ અંગો રંધાઇ જાય છે, ઇંદ્રિઓ ઉકળે છે, ગાત્રો તુટે જાય છે, અને પ્રાણ જવાની તૈયારી કરે છે, વિવેકનો સમૂળગો નાશ થયો છે, સ્મરણ શક્તિ નાશ પામે છે; તું મારી સાથે બાળપણથી રમનાર, મારા સુખદુઃખનો અનુભવી, મારો બાળ મિત્ર છો; માટે આ વખત મારી પાછળ ચાલ, એમ કરી, પોતાના (અંગરક્ષક) હુજુરીની નજર ચુકવી પોતાના બાળમિત્ર મકરંદને સાથે લઇ શેહેર બહાર નિકળી પડ્યો.

શેહેર બહાર નિકળી કેટલાક સેંકડો ગાઉ ચાલ્યા પછી [1]અગ-

(૧) જ્યારે વિંધ્યાચળ પર્વતે પોતાનું શરીર વધારી સૂર્યનો માર્ગ બંધ કર્યો, ત્યારે સર્વ દેવતા એકઠા થઇ અગસ્ત્ય ઋષિ પાસે ગયા, અને તેને વિંધ્યાચળની થતી વૃદ્ધિ અટકાવી મૂળસ્વરૂપમાં લાવવા પ્રાર્થના કરી, તે પ્રાર્થનાથી પોતાની પતિવ્રતા સ્ત્રી સહિત પરોપકારી અગસ્ત્યઋષિએ 'વિંધ્યાચળ' પર્વત પાસે જઇ, આવી રીતે માગણી કરી. विंध्यसाधुरसिप्राज्ञमांचजानासितत्वत ॥ पुनरागमनं चेन्मेतावत्स्वर्वतरोभव ॥ હે બુદ્ધિશાળી 'વિંધ્યાચળ' પર્વત તું મને સારી રીતે જાણે છે. માટે મારે ફરીને આવવું થાય ત્યાં સુધી તું અતિ

સ્ત્ય ૠષિની માગણીથી પૃથ્વી ઉપર પોતાના હજારો શિખરોનો સમાવેશ કરનાર, જેની ગુફાઓના મધ્યમાં રહેલા મનોહર લતા મંડપમાં સુખે શયન કરનાર વિદ્યાધરનાં મિથુન ( જોડા )નું ગાયન સાંભળીને અતિ શાંત થયેલા ચમરી મૃગોનાં ટોળાંને મારવામાં ઉત્સાહ ધરનારા સેંકડો પારાધીઓથી ચારે તરફ વ્યાપ્ત; તળેટીમાં રહેલા હાથીઓએ શૂંઢથી ખેંચી ભાંગી નાખેલ હરિચંદનાં વૃક્ષોમાંથી ઝરતા રસની સુગંધીથી સુગંધિદાર, એવા પવનથી અતિ ઠંડી થયેલી વિચિત્ર શિલાઓથી સુંદર; ઉંચેથી પડી ભાંગી ગયેલાં તાળ ફળોના રસથી ભીની કરેલ હથેળીને ચાટી આનંદ પામનારા વાંદરાઓથી ભરપૂર; અતિ લાંબાં પાણીનાં ઝરણાંને કીનારે બેઠેલા ચકોર પક્ષિઓનાં ચાખેલાં નાના પ્રકારનાં ફળના રસની સુગંધિથી સુગંધિદાર તળેટી-વાળો; અતિ વેગવાન હજારો કેસરીસિંહોએ અતિ તિક્ષણ નખની અણીથી ફાડી નાખેલ ઉન્મત્ત હાથીઓનાં કુંભસ્થલમાંથી ખરી પડેલા મુક્તાફળોરૂપી નક્ષત્રને શિખર ઉપર ધારણ કરનાર; જાંબુવાન, ગવય, સરભ, કેસરી, કુમુદ, વગેરે સુરવીર સહિત જેમ (વાળીનોભાઇ) સુગ્રીવ, તેમ રીંછ, રોઝ, સરભ, કેસરીસિંહ, અને કુમુદનાં કમળથી ભરપૂર, એવી પર્વતની તળેટીથી સુંદર; જેમ સર્પોના ફુંફવાટાથી ઉડેલી વિભૂતિવાળા શંકર, તેમ સર્પોના ફુંફવાટાથી અનુમાન કરાતી [2]ઉછળતી સમૃદ્ધિથી ભરપૂર જેમ [3]વનમાળાથી શોભાયમાન વિષ્ણુ ભગ-

---

નીચો થઈ જા. આ અગસ્ત્યૠષિની માગણી સ્વીકારી 'વિંધ્યાચળ' પર્વત નીચો થયો, ત્યારે અગસ્ત્યૠષિ દક્ષિણ દિશા તરફ ગયા, તે પાછા હજી આવેજ છે; માટે તે દિવસથી લોકમાં કહેવત છે કે અગસ્ત્યના વાયદા.

(૨) એમ મનાયેલું છે કે દાટેલા ધન ઉપર તેના રક્ષક સર્પ

વાન, તેમ નાના પ્રકારની વનની પંક્તિથી મનોહર; જેમ સાત ઘોડાના રથથી શોભાયમાન સૂર્યનારાયણ, તેમ સાતપડો અને સ્યંદન નામની વનસ્પતિથી મનોહર; જેમ કાર્તિક સ્વામીથી શોભાયમાન અને પાર્વતીજીએ સહિત મહાદેવજી, તેમ ગુફાઓથી પરીપૂર્ણ અને શિખરોથી ભરપૂર; જેમ વિલાસિની સ્ત્રીના માનનો અનુભવ કરનાર અને કામથી વ્યાપ્ત વિષયી પુરૂષ, તેમ ભયંકર રસ્તાઓથી, ખારી ભૂમિથી, શિખરોથી, અને મીઢોળનાં વૃક્ષોથી મનોહર, જેમ મલ્લિકાર્જુન નામના શંકરસહિત શ્રીપર્વત, તેમ મલ્લિકા અને અર્જુન નામના વૃક્ષોથી સુંદર; પ્રિયંગુશ્યામા, નામની પોતાની રાણી સહીત જેમ નરવાહ્દત્ત રાજા, તેમ શણ અને શ્યામા નામની વનસ્પતિથી રમણીય; આમળીઓનાં[૪] વૃક્ષોની ઝાડીને ધારણ કરનાર; ગેરૂના જેવી કાંતિથી વનની પંક્તિઓને લાલ કરનાર જેમ સૂર્યોદયનો સમય, તેમ ગેરૂ આદી સપ્ત ધાતુની કાંતીથી વનની પંક્તિને રાતી કરનાર; જેમ અંધકારથી પરિપૂર્ણ અંધારીયુ પખવાડીયું, તેમ બહુ લતાઓથી ભરપૂર; ઈંદ્રના[૫] વજ્રથી પોતાની પાંખોના[૬] ખંડન થયાનો અનુભવ

---

થઈને ફુંફાડા માર્યા કરે છે, જેથી વિંધ્યાચળ, પર્વતમાં સર્પ ફુંફાડા મારે છે, તેથી ત્યાં દ્રવ્ય ઉછળી રહ્યું છે એમ માનેલું છે.

(૩) आपादलंबिनीमालावनमालाप्रकीर्त्तिता ॥ પગના અંગુઠા સુધી જે લાંબી માળા હોય તેને વનમાળા કહે છે.

(૪) शिशुरिव कृतधात्रीधृतिः–શિશુરિવ–બાળકની માફક. કૃતધાત્રીધૃતિઃ=ધાવ ઉપર ધૈર્ય રાખનાર, અર્થાત્ ધાવ ઉપર ધૈર્ય રાખનાર બાળકની માફક.

(૫) कर्णइवानुभूतशतकोटिदानः-કર્ણઇવ–કર્ણની માફક. અનુભૂતશતકોટિદાનઃ=સેંકડો કોટી પૈસાના દાનનો અનુભવ કરનાર. અ-

કરનાર; શિખંડી નામના યોદ્ધાએ ફેંકેલા અર્દ્ધચંદ્ર જેવાં બાણોથી વ્યાકુલ જેમ ભીષ્મપિતામહ, તેમ અર્ધ ચંદ્રની આકૃતિવાળાં પિંછાંથી શોભાયમાન મયૂરની પંક્તિથી મનોહર; જેમ મલ્લનાગ નામના મુનીના નામથી શોભાયમાન, અને સ્ત્રીઓના શૃંગારરસથી મનોહર કામસુત્રની ઘટના, તેમ મલ્લનાથ નામના હાથી સહીત અને વિકટ રસ્તામાં પણ મનોહર સુગંધીદાર; જેમ શંબર નામના રાક્ષસના કુળને આશ્રય આપનાર હિરણ્યકશિપુ નામનો રાક્ષસ રાજા, તેમ શંબર નામના મૃગલાંના ટોળાનું આશ્રય સ્થાન; ગેરૂના રૂપમાં જાણે સૂર્યના રાયણના રથના રસ્તાને શોધવા નિકળેલા (૭)અરૂણદેવે તેમાં નિવાસ કર્યો હોય તેવો; શિખરો ઉપર આવેલા સૂર્ય અને ચંદ્રમારૂપી બન્ને નેત્રોનો વિસ્તાર કરી જાણે અગસ્ત રૂષિને આવવાના માર્ગ તરફ દૃષ્ટિ કરતો હોય તેવો; વાંદરાંનાં ટોળાંને દાઢોમાં સપડાવનાર કુંભકરણની માફક તળેટીમાં રહેલાં વાંદરાંઓના ટોળાથી ભરપુર; બહાર નિકળેલાં આંતરડાની માફક દેખાતા અજગરોથી પરિપૂર્ણ; જેના પગ અળતાના રંગથી રંગાયેલ છે એવી ઈંદ્રની અપ્સરાઓના ચાલવાથી જેમાં રાતા સગડ પડયાછે, અને જે સગડ તે સુંદરીઓનું કેતકી મંડપમાં જવું સુચવેછે એવા સંકેત સ્થળરૂપ કેતકી મંડપોથી સુંદર;

---

ર્થાત્ સેંકડો કોટિધનનું દાન આપનાર કરણ રાજાની પેઠે.

(૬) પેહેલાં પર્વતને પાંખો હતી. જેથી તે ઉડી અને ગમે ત્યાં જઈ વસ્તીને હેરાન કરતા ને કુટી મારતા. માટે સર્વ જગતનું દુઃખ મટાડવાને વાસ્તે ઈંદ્રે પોતાના વજ્રથી સર્વે પર્વતોની પાંખો કાપી નાંખી. એ માટે ઈંદ્રનું નામ ગોત્રભિત્ કહેવાયછે.

(૭) સૂર્યના સારથી ગરૂડજીના ભાઈ.

પૃથ્વીના[8] ઉપર શોભાયમાન અને ઊંચા વાંશના વનથી મનોહર; હરડાંના[9] વૃક્ષોની ઝાડીથી રમણીય અને કાક ફળોથી ભરપુર; [10]મોટાં શિખરોથી સુંદર અને જેનું માપ થઈ શકે નહીં તેવો; [11]નદીઓથી અતિ રમણીય દેખાવવાળો અને નિરંતર થતા મનોહર શબ્દોથી ભરપુર; ભયંકર[12] અને વાંશનાં ઝાડોથી ભરપુર; પોતાનાં [13]શિખરોથી આકાશને ઢાંકી દેનાર અને ચારે તરફ ફેલાયેલા કિરણોથી શોભાયમાન એવો વિંધ્યાચળ નામનો મોટો પર્વત તેની નજરે પડયો.

વળી તે પર્વત મનોહર ગુચ્છાદાર [1]વૃક્ષોથી અને સમ ધાતુ-

---

(૮) અહીંયા 'વિરોધાભાસ' અલંકાર છે. अकुलीनोऽपि सद्वंशभूषितः–અકુલીનઃ–નીચ. સદ્વંશભૂષિતઃ–ઉત્તમ કુળથી શોભાયમાન. મ. નીચ છે તો પણ ઉત્તમ કુળથી શોભાયમાન છે.

(૯) दर्शिताभयोऽपि मृत्युफलदायी–દર્શિતાભયોપિ–અભયને દેખાડનાર છે તોપણ. મૃત્યુફલદાયા=મૃત્યુના ફળને આપનાર. મ. અભય દેનાર છે તોપણ મૃત્યુ આપનાર છે.

(૧૦) सप्रस्थोऽप्य परिमाणः–સપ્રસ્થઃ–શેરનો. અપરિમાણઃ–તોલ વગરનો. મ. તોલમાં શેરનો છે તોપણ તોલ વગરનો છે.

(૧૧) सनदोऽपि निश्शब्दः–સનદઃ–શબ્દ સહિત. નિશ્શબ્દઃ–શબ્દ વગરનો. મ. શબ્દ સહિત છે તોપણ શબ્દ વગરનો.

(૧૨) भीमोऽपि कीचक सुहृत्=ભીમઃ–ભીમસેન કીચક સુહૃદ કીચકનો મિત્ર મ. ભીમસેન છે તોપણ કીચકનો મીત્ર છે.

(૧૩) विहितांबरोऽप्युल्लसदंशुकः–પિહિતાંબરઃ–દિગંબર. ઉલ્લસદંશુકઃ=સુંદર વસ્ત્રથી શોભાયમાન. મ. દિગંબરછે તોપણ મનોહર વસ્ત્રથી શોભાયમાન

(૧) प्रवृद्धगुल्मतयैव दृश्यमान धातुविकारः–પ્રવૃદ્ધગુલ્મતયા–વધેલ

ઓથી રમણીય હતો. દયાવાળી વર્ત્તણુકથી પોતાના મહીમાને પ્રગટ કરનાર જેમ સજ્જન પુરૂષ, તેમ શિખરો ઉપર ગ્રહના ચાલવાથી પોતાની મોટાઇને જાહેર કરનાર; જેમ બૌધ શાસ્ત્રનો પરાજય કરનારાં ન્યાય શાસ્ત્ર અને મિમાંસા શાસ્ત્ર; તેમ દિશાઓને તથા આકાશને ઢાંકી દેનાર; જેમ પુષ્કર નામની કથાના ચમત્કારથી સુંદર હરિવંશ, તેમ કમળોની ઉત્પત્તિથી અતિ મનોહર દેખાવવાળો; જેમ મીન, મિથુન અને કર્કની સાથે મળેલી બાર રાશીઓ, તેમ માછલાંના મિથુનથી અને કાચબાથી શોભાયમાન; શકુની, નાગભદ્ર, અને બાલવ નામના શબ્દોથી કહેવાતાં જેમ કરણો,[૨] તેમ પક્ષિઓથી સર્પોથી હરિચંદનનાં વૃક્ષોથી અને કોમળ બકુલના ઝાડોથી ચારે તરફ ભરપુર; તળેટીમાં દેવતાનાં સ્થાનકો શરૂ થવાથી અતિ રમણીય દેખાતો હતો. અને તે પર્વત પુષ્પથી વિચિત્ર[૩]શોભાવાળી, વંશના પાંદડાં ઉપરથી નીચે પડેલી, અતિ કોમળ અને લલિત દેખાવવાળી, રાગમાં પ્રાપ્તને ધારણ કરનારી, શિખરવાળી, અને દર્પ વધારનારી,

એવી લતાઓથી પોતાના ગોળ વિભાગને બતાવવા લાગ્યો; વળી હંસ અને સારસ પક્ષિઓના મધુર શબ્દથી ચકિત થયેલાં માછલાઓનાં કઠોર પુંછડાંના ઝપાટા વડે ખંડન થયેલાં પ્રફુલ્લિત કમળોમાંથી ઝરી પડેલાં મકરંદ બીંદુઓની સુગંધીથી સુવાસિત જળવાળી,[૪] સાયંકાળે સ્નાન કરવા આવેલી પુલીંદ ( ભીલ ) રાજાઓની સ્ત્રીઓના નાભી મંડલવડે પાન કરાયેલી, કોલાહલ કરતા મદોન્મત્ત રાજહંસોનાં ટોળાંના મનોહર શબ્દોથી શોભીતા કિનારાવાળી, કાંઠાની નજીકમાં રહેલા મદોન્મત્ત હાથીઓનાં ગંડસ્થળોમાંથી ઝરી પડતી મદજળની ધારાથી વિચિત્ર જળવાળી, કિનારા ઉપર ઉગેલાં કેતકી વૃક્ષોનાં પુષ્પોમાંથી નીચે પડેલાં રજકણના સમૂહ રૂપી વેકરમાં આનંદથી વિહાર કરનારાં તરૂણ દેવ મિથુનની સુરતક્રિડાના સાક્ષિરૂપ નજીકમાં આવેલા બગીચાઓથી રમણીય દેખાવવાળી, કાંઠા ઉપર રહેલ ધાટી વનની ઝાડીની અંદર ઠેકાણે ઠેકાણે ઉગેલા જાંબુના મંડપોમાં રહેનાર કોકિલ પક્ષિઓના મનોહર કુહકુહ એ પ્રકારના શબ્દોવડે આકર્ષણ થઇ આવેલાં દેવતાનાં મિથુનથી શોભાયમાન, નડ નામની વનસ્પતિની અંદર ગુંથેલા માળામાં રહેનાર કપોતના ઘૂત્કાર શબ્દોથી ભયંકર કિનારાવાળી; જળમાં રહેનાર જળ [૫]મનુષ્યના ચાલવાથી પડી ગયેલ મનોહર આર્દ્ર કિનારાવાળી, કાંઠા ઉપરના વનમાંથી

---

( ૪ ) અહિંથી સર્વ નર્મદા નદીનાં વિશેષણો છે ને તે નદીનો આ પર્વતની સાથે સંબંધ છે.

( ૫ ) જેમ પૃથ્વી ઉપર રહેનારાં મનુષ્યોમાં પૃથ્વીનો અરધો ભાગ રહ્યો છે; અને પંચભૂતમાંના બીજા ચાર પદાર્થનો એકેકો અષ્ટમાંશ રહ્યો છે. તેમ જળ મનુષ્યમાં પણ જળનો અરધો ભાગ અને પંચ ભૂતમાંના બીજા ચાર પદાર્થોનો એકેકો અષ્ટમાંશ રહ્યો છે.

આવતા શીતળ પવનથી ચંચળ તરંગ વાળી, નડ નામની વનસ્પતિની ઘટામાં છુપાઇ રહેલી બગલાઓની સ્ત્રીઓએ જોવાતાં માછલાં વાળી, નાનાં માછલાંમાં લુબ્ધ ટીટોડીઓના શબ્દોથી ભયંકર નેતરનાં વનવાળી, ચંચળ તરંગના સમૂહમાં ફરતાં માછલાંથી જાણે દોડતી હોય તેવી શોભતી, અતિ ચપળ રાતા માછલાંના સમુહથી કીનારાની સમીપમાં લાલ જળ વાળી, [૬]ખંજન પક્ષિનું મૈથુન જોઇ અહીંઆ ખજાનો હશે, એવી શંકા લાવી આનંદ સહિત સેંકડો ભીલોએ ખોદેલા કિનારા વાળી, જેમ કોપાયમાન સ્ત્રી પોતાનું મોહું ચડાવી વક્ર દ્રષ્ટિ કરી ચાલે છે, તેમ મુખમાં વાંકી ચાલનારી, મદથી ઉન્મત્ત થઈ ચાલવામાં લડથડીઆં ખાતી સ્ત્રીની માફક આડી અવળી ગતિથી ચાલનારી, જેમ ધીમે ધીમે વૃદ્ધિ પામતી ઉદય થતા સૂર્યની શોભા, તેમ કાદવથી મર્યાદામાં વૃદ્ધિ પામતી, જેમ રખડતાં ધડ વાળી મહાભારતની રણભૂમી, તેમ ઊછળતાં જળનાં મોજાં વાળી, મયૂરોના ભયથી કિનારામાં છુપાઈ રહેલા ઘણા સર્પો વાળી, જેમ રાજાઓની સેવા કરનારી ધનની તૃષ્ણા, તેમ પર્વતની સેવા કરનારી, બે હાથ પોહોળા કરી વિલાસિની સ્ત્રી પોતાના પ્રિય પતિ

---

( ૬ ) વરાહમિહિર નામના પંડિત કહે છે. કે तस्मिन्निधि मैंथुन मेति यस्मिन् જે જગ્યાએ ખંજનપક્ષિઓનું મૈથુન થાય છે, તે જગ્યાએ ખજાનો હોય છે. તેમજ વસંતરાજ નામના પંડિત પણ કહે છે. यत्रावनौ खंजनको विधत्तेरतं भवेत्तत्र महानिधानम् જે ઠેકાણે ખંજન પક્ષિ સુરતક્રીડા કરે છે, તે પ્રમાણે પૃથ્વીમાં ખજાનો હોય છે. માટે નદીના કિનારા ઉપર ભિલ્લ લોકોએ ખંજન પક્ષિઓનું મૈથુન, જોઇ, અહીંઆં ખજાનો હશે એવી શંકા ધારી તે કીનારો ખોદેલો, જેથી ખોદેલા કિનારાવાળી

નું આલીંગન કરે છે તે પ્રમાણે તરંગ રૂપી પોતાના હાથ ફેલાવનારી, એવી નર્મદા નદીએ જાણે આલીંગન કરાયેલો હોય નહીં, તેવો વિંધ્યાચળ પર્વત જોયો.

हरिखरनखरविदारित कुंभस्थलविकलवारणध्वानैः
अद्याऽपि कुंभसंभव माह्वयतीवोच्चताल भुजः ॥ १ ॥

અર્થ—જે વિંધ્યાચળ પર્વત પોતાની ઉપર ઉગેલાં તાડ વૃક્ષો રૂપી હાથ ઊંચા કરી, કેસરીસિંહના કઠોર નખથી ચીરાયેલ કુંભસ્થળોની પીડાએ કરી બેભાન થયેલા હાથીઓની ચીસરૂપી પોકાર કરી જાણે હાલ પણ અગસ્ત્ય રૂષિને બોલાવતો હોય તેવો શોભવા લાગ્યો.

पश्योदञ्चदवाञ्चदञ्चितवपुः पश्चार्द्धपूर्वार्द्धभाक्
स्तब्धात्तानितपृष्ठानिष्ठित मनाग् भुग्नाग्रलांगूलभृत् ॥
दंष्ट्राकोटिविशंकटास्यकुहरःकुर्वन् सटामुत्कटा
मुत्कर्णः कुरुते क्रमं करिपतौ क्रूराकृतिः केसरी ॥

અર્થઃ—તે પછી મકરંદ કંદર્પકેતુ રાજાને કહે છે. હે મિત્ર! શરીરના પાછળના અંગનો સંકોચ કરી શરીરના આગળના અંગનો

---

(૧) આર્યાવૃત્તનું લક્ષણ તથા ઉદાહરણ આરંભમાંજ દર્શાવેલછે.

(૧) અહીઆં શાર્દૂલવિક્રીડિત છંદ છે. તેનું લક્ષણ તથા ઉદાહરણ, વૃત્તરત્નાકરમાંથી. सूर्याश्वैर्मसजस्ततताः सगुरवः शार्दूलविक्रीडितम्. જે વૃત્તમાં ક્રમથી મગણ, સગણ જગણ, સગણ, અને બે તગણ, તેમજ અનુક્રમે બારમે અને તે પછી સાતમે અક્ષરે વિરામ આવે; તે છંદનું નામ 'શાર્દૂલવિક્રીડિત' સમજવું.

વિસ્તાર કરનાર, લટકતા ગુચ્છાદાર પુંછડાને ઉંચું કરી પીઠ ઉપર ધારણ કરનાર; દેખાતી દાઢોની તીક્ષણ અણીઓથી ભયાનક મુખવાળો, કાનને ઊંચા કરનાર, કેશવાળીને સ્તબ્ધ કરનાર, એવા ક્રૂર ચેહેરાવાળો આ કેસરીસિંહ, મદોન્મત્ત હાથી ઉપર ચડાઈ કરે છે. તેને જુઓ.

उत्कर्णोयमकांड चंडिमपटुः स्फारस्फुरत्केसरः
क्रूराकारकरालवक्त्रविकटस्तब्धोर्द्ध्वलांगूलभृत ॥
चित्रेणापि न शक्यते ऽभिलिखितुं सर्वाङ्गसंकोचनात्
चित्कुर्वद्गिरिकुञ्जकुञ्जरशिरःकुंभस्थलस्थोहरिः ॥

અર્થ—વળી ઉંચા કાન કરી એકદમ પ્રચંડ કાર્ય કરવામાં તત્પર, નિર્દય, મુખના ચેહરાથી અતિ ભયંકર, અતિ ફરફરતી કેશવાળીથી અલંકૃત, પુછડાંને ઉચું કરી સ્તબ્ધ રાખનાર, સર્વ અવયવોના સંકોચાવાથી ચિત્રમાં પણ આળેખી ન શકાય તેવો આ 'કેસરીસિંહ' ચીસ પાડતા વનના હાથીના કુંભસ્થળ ઉપર ચડી રહ્યો છે; તેની તરફ આપ જુઓ.

ત્યાર પછી નીચા [1]પ્રદેશમાં જઈ અતિ ફેલાએલી નદીની માફક, સમીપમાં જથાબંધ વડનાં વૃક્ષોની ઘાટી ઝાડીથી પરિપૂર્ણ, જેમ અર્જુનથી[2] શોભતી [3]ઉત્તરગોત્રહણની ભૂમી તેમ અર્જુન

---

(૧) આ સર્વ 'વિંધ્યાચળ' ની તળેટીનાં વિશેષણો છે.

(૨) પાંડુ રાજાનો પુત્ર, અગર અર્જુન નામનાં ધોળાં ઝાડ.

(૩) જે વખતે પાંડવો 'વિરાટ રાજાના નગરમાં ગુપ્ત વેષે સંતાયા હતા, તે વખતે દુર્યોધનને છાની બાતમીથી તે શહેરમાં પાંડવો છે, એવા સમાચાર થતાં તેનો નિશ્ચય કરવા સારૂ વિચાર્યું જે

નામનાં વૃક્ષોની ઝાડીથી શોભાયમાન, જેમ[૪]મારવાડમાં કોશથી પાણી કાઢનારને પાણી ઉપર આવવાના ખબર ઢોલના અવાજથી મળે છે તેમ અહીંથી તલેટી નજીક છે, તેવું સુચવનાર સુગંધીદાર કપૂરનાં ઝાડોથી ભરપૂર; જેમ નાના પ્રકારના મદ્યનું પાન કરનારા વિષયી પુરૂષ અને સરબત વગેરેનું પાન કરનારી ચતુરજનની સભા, તેમ વિવિધ પ્રકારની લાખ ગુંદર વગેરે ઝરેલા રસથી શોભાયમાન વૃક્ષોવાળી જેમ રંભા નામની અપ્સરાનું નિત્ય સ્મરણ કરનારી નળ 'કુબેર' રાજાના મનની વૃત્તિ, તેમ હમેશ કદળીના વનને ધારણ કરનારી, જેમ ટોકરાના અવાજથી માર્ગને સૂચવનારી મદોન્મત્ત હાથીની ગતિ, તેમ ઘંટારવનામનાં વૃક્ષોથી માર્ગને બતાવનારી, જેમ સેવા કરવાથી થોડા વખતમાં તેનું સારૂં ફળ આપનાર ઉત્તમ માલીક. તેમ સમીપમાં લાગેલાં ઘણાં ફળોથી ભરપૂર, જેમ કીચક વગેરે સોબાઇને આનંદ આપનારી 'વીરાટ' રાજાની લક્ષ્મી, તેમ સેંકડો વાંસના વનથી પરિપૂર્ણ, એવી, 'વિંધ્યાચળ પર્વતની તળેટીમાં કેટલુંક ચાલ્યા પછી

---

પાંડવો ગૌબ્રાહ્મણ પ્રતિપાલ છે, માટે જો પાંડવો તે શહેરમાં હશે તો ગાયની વાહાર કર્યા વગર રહેનાર નથી, ને જો આવશે તો પ્રસિદ્ધ થશે, એમ નિર્ધારી દુર્યોધને તે શેહેરનું ગોધન વાળ્યું ત્યારે ગૌબ્રાહ્મણ પ્રતિપાલ પાંડવો ગુપ્ત વેષે ગાયના ટોળાની રક્ષા કરવા સારૂ શેહરની બાહર નીકળી પડ્યા એક તરફ તે શહેરનો 'વિરાટ' રાજા અને અર્જુન વગર સર્વ પાંડવો હતા. અને બીજી તરફ 'વિરાટ રાજાનો ઉત્તર' કુંવર અને અર્જુન એ બે ગયા, તેને ઉત્તરગોત્રહણ કહે છે.

(૪) 'મારવાડ' માં રેતીનું મોટું મેદાન છે, તેથી ત્યાં કુવા એટલાતો ઊંડા ગાળવા પડે છે કે કોશ હાંકનારને બળદ ઉભા રાખવા માટે ઢોલ વગાડી ઇશારત કરવી પડે છે.

વિલાસિની સ્ત્રીસહિત વિલાસી પુરૂષની માફક મનોહર લતાથી વિંટાયેલા જાંબુનાં વૃક્ષની શીતળ છાંયામાં વિશ્રામ કર્યો.

તેટલામાં તડકાના તાપથી સંતપ્ત મદોન્મત્ત વનના મહિષ (પાડા) નાં નેત્રોના જેવા લાલરંગના 'શ્રી સૂર્યનારાયણ' પણ 'અસ્તાચળ' પર્વતના શિખરો ઉપર આવી પહોંચ્યા. (અર્થાત્ સૂર્યાસ્ત થયો).

ત્યારબાદ 'મકરંદે' વનમાંથી ફળ ફુલ વગેરે લાવી પોતાના મિત્ર કંદર્પકેતુને કેટલીક રીતે સમજાવી તે ફળ ખવરાવ્યાં; અને તેના ખાવાથી બાકી રહેલાં ફળોનો પોતે આહાર કર્યો.

તે પછી 'કંદર્પકેતુ' રાજા સ્વપ્નમાં આવેલી પ્રિયાને જાણે અંતઃકરણ રૂપી પાટીયાં ઉપર ચીત્રેલી હોય નહીં ? તેમ તેની મૂર્ત્તિનું ધ્યાન કરી બહારની સર્વ ઇંદ્રિયોના વ્યાપારથી નિવૃત્ત થઈ, મકરંદે પુષ્પ તથા પાંદડાંથી બનાવેલી શય્યા ઉપર સુતો.

જ્યારે ત્યાં અર્દ્ધ પ્રહર રાત્રી ગઇ, ત્યારે તે જાંબુના ઝાડની ટોચ ઉપર [1]શુક અને સારિકાનો કલેશથી થતો કોલાહલ સાંભળી, 'કંદર્પકેતુ' રાજા પોતાના પ્રિય મિત્ર મકરંદને કહેવા લાગ્યો; હે મિત્ર ! આપણે આ શુક અને સારીકાનો સંવાદ સાંભળીએ.

તે વખતે સારિકા અતિ ગુસ્સાથી શુકને કઠોર વચન કહેવા લાગી. હે શઠ ! તું બીજી સારિકા પાસે જઈ અહીંઆં આવ્યો છે; કેમકે તે શીવાય તને આટલી રાત્રી કયાં જાય. આવા સારિકાનાં પ્રકુપિત વચન સાંભળીને શુક કહેવા લાગ્યો; હે પ્રિયે, આજ મેં ઘણીજ નવાઇની વાર્તા સાંભળી છે, અને તે મેં નજરે પણ કરીછે, તેથી મને વખતસર આવતાં વિલંબ થયો.

---

(૧) શુક—પોપટ. સારિકા—મેંના. અર્થાત્ મેંના પોપટનો સંવાદ શરૂ થયો.

આ તેનું કહેવું સાંભળી, નવાઇની વાર્તા સાંભળવાને અતિ આતુર થયેલી સારીકાના અત્યાગ્રહથી શુકે તે કથા કહેવાનો પ્રારંભ કર્યો.

જેમ [1]અમૃતની માફક નિર્મલ અને દ્રૌપદી ( પંચાલ દેશના રાજાની કન્યા ) થી શોભાયમાન મહાભારતની કથાનો પ્રારંભ, તેમ કળીચુનાથી અતિ સફેદ અને પુતળીઓ વગેરે વિચિત્ર પ્રકારનાં ચિત્રોથી શોભતા, જેમ માણવક નામના છંદની રચના મનોહર કવિતાના પ્રબંધ, તેમ બાળકોની બાળલીળાથી સુંદર, જેમ સુંદર હાથણિઓ સહિત મદોન્મત્ત હાથીનો સમુદાય, તેમ ઝુલતા મદોન્મત્ત હાથીઓથી શોભાયમાન, જેમ ગવાક્ષ નામના વાંદરાવાળું સુગ્રીવનું સૈન્ય, તેમ છજાં અને જાળીયાંથી રમણીય, પાતાળમાં રહેલ બળી રાજાનાં મંદીરોના જેવી સુંદર અટારીઓ વાળા મેહેલોવડે દેખાવમાં અતિ મનોહર; વળી ધનનું[2]દાન આપનારી, ઉદાર વૈભવથી[3] પરિપૂર્ણ, અને સર્વ પ્રાણિને આનંદ આપનારી, [4]મધુર ભાષણથી બીજાના

---

(૧) આ સર્વ મેહેલનાં વિશેષણો છે. અને તે મેહેલનો કુસુમપુર નામના શેહેરની સાથે સંબંધ છે.

(૨) આ સર્વ, શહેરમાં રહેનારી પ્રજાનાં વિશેષણો છે અને તે પ્રજાનો નગરની સાથે સંબંધ છે. અહીંથી વિરોધાભાસ, અલંકાર શરૂ થયો. धनदेनाऽपि प्रचेतसा કુબેર ભંડારી છે તો પણ વરૂણદેવ છે.

(૩) अजापालेनाऽपिरामेण=રામચંદ્રની પૂર્વે થયેલો અજાપાલ નામનો રાજા છે, તો પણ રામચંદ્ર;

(૪) प्रियंवदेनापिपुष्पकेतुना=પ્રિયંવદ નામનો ગંધર્વ છે તોપણ કામદેવ;

મનને પ્રસન્ન કરનારી અને પુષ્પના આભૂષણથી શોભાયમાન; [5]જ્યોતિઃશાસ્ત્રમાં પ્રેમ ધરનારી અને શત્રુનો સંહાર કરનારી, પ્રતિ દિવસ[6] આનંદથી નિત્ય કર્મ કરનારી અને અતિથી (મેમાન)નો સત્કાર કરનારી, [7]ગણનાવગરની, અને વિદ્યાથી વિલાસ પામનારી, [8]રહસ્યને ખુલ્લું નહીં કરનારી, અને અતી શુરવીર, પોતાના ધર્મમાં [9]ચતુર અને વિવિધ પ્રકારના યજ્ઞ કરવામાં ઉત્સાહી, સુંદર [10]દેખાવવાળી, અને ઠેકાણે ઠેકાણે નિવાસ કરનારી. [11]અહંકાર વગરની અને સુંદર શરીરના અવયવોથી મનોહર, [12]વિષ્ણુમાં પરિપૂર્ણ ભક્તિવાળી, અને નિર્મળ અંતઃકરણવાળી, સૌજન્યથી [13]ભરપૂર અને કુળમાં પ્રદીપ-

(૫) भरतेनापिशत्रुघ्नेन=ભરત છે તોપણ શત્રુઘ્ન.

(૬) तिथिपरेणाऽप्यतिथिसत्कारपरेण=પડવા વગેરે તીથિનો સત્કાર કરે છે, તોપણ તિથિનો સત્કાર કરતો નથી.

(૭) असंख्येनापि संख्यावता=અગણિત છે તો પણ ગણના થઈ શકે તેવી.

(૮) अमर्मभेदिनापिवीरतरेण=મર્મસ્થળનો ભેદ કરનાર નથી તો પણ અતિ શુરવીર.

(૯) अपतितेनापिनानासवासक्तेन=વિવિધ પ્રકારનાં મદ્યનું પાન કરનાર છે તોપણ પતિત નથી.

(૧૦) सुदर्शनेनाप्यचक्रेण-સુદર્શન નામનું ભગવાનનું ચક્ર છે તો પણ ચક્ર નથી.

(૧૧) अत्तातमदेनापिसुप्रतिकेन-સુપ્રતિક નામનો દિગ્ગજ છે તોપણ મદજળ વગરનો છે.

(૧૨) अपक्षपातिहंसेन-હંસપક્ષી છે તોપણ પાંખોથી ઉડનાર નથી.

(૧૩) अविदितस्नेहक्षयेणापि कुलप्रदीपेन-(કુળની માફક) અતિ

રૂપ, કપટ વિનાની અને ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલી, જેમ [૧૪]વૃષભસંક્રાંતિમાં ઉનાળાના દિવસો વધારે પ્રીતિ ધરાવે છે, તેમ ધર્મમાં અતિ ઉત્સાહી; [૧૫]તપશ્ચર્યામાં પ્રવીણ, આગ્રહ [૧૬]વગરની અને કાવ્યના અભિપ્રાયને જાણનારી, એવી પ્રજાથી અતિ શોભતું; ઠેકાણે [૧૭]ઠેકાણે વાદળાંના દેખાવથી જેમ વર્ષા રૂતુના દિવસો શોભાયમાન લાગે છે, તેમ દાંત અને નખના વાગેલા ઘાવથી શોભતી જેમ વિદ્રુમ મણિ અને પરવાળાંથી ભૂષિત સમુદ્રનો કિનારો, તેમ મનોહર કેશ અને મણિઓનાં આભૂષણથી અલંકૃત, જેમ ઇંદ્રાણીના સહવાસથી નિપુણ, દેવતાની સ્ત્રીઓ, તેમ સુરત ક્રીડામાં થતા વિવિધ પ્રકારના રતિબંધના પરિચયથી વિચક્ષણ, નવીન અંકુરોમાં પ્રેમ ધરનાર જેમ વનનો હાથી, તેમ વિલાસી પુરૂષોની સાથે અતિ પ્રેમ ધરાવનારી, જેમ અન્ય પક્ષિએ પોષણ કરાતી કોયલ, તેમ પર પુરૂષે પોષણ કરાતી, જેમ પુષ્પને ઇચ્છનારા ભમરાઓ, તેમ કામદેવના મદથી મનોહર, જેમ લોહિનું આકર્ષણ કરવામાં પ્રવીણ જળો( પાણિનુ જીવડું ) તેમ પ્રીતિવાળા પુરૂષોનું આકર્ષણ કરવામાં પ્રવીણ, જેમ દેવતાના સ્થાનની ઇચ્છા કરનાર યાજ્ઞિક પુરૂષો, તેમ કામક્રીડાની ઇચ્છા કરનારી, જેમ

---

ઉજવળ દિવો છે તોપણ તેલનો નાશ થતો નથી.

(૧૪) દરવરસે વૈશાક મહિનામાં વૃષભ સંક્રાંતિ આવે છે.

(૧૫) माघविराम दिवसेनेव तपस्यारंभिणा–ફાલ્ગુન માસનો આરંભ કરનારા મહામહિનાના છેલા દિવસોની માફક.

(૧૬) આ જગ્યાએ વિરોધાભાસ અલંકાર છે, अग्रहेणाविकाव्य जीवज्ञेन શુક્ર, ગુરૂ, અને બુધ, છે તોપણ ગ્રહ નથી.

(૧૭) આ સર્વે વેશ્યાઓનાં વિશેષણો છે. અને તેનો સંબંધ તે શેહેરમાં થાય છે.

કરનારી દેવતાની સુંદરીના મોટા નિતંબના ઝપાટા વાગવાથી ઉછળતા તરંગ વાળી, સ્નાન કરવા આવેલા સપ્તરૂષિઓની જટારૂપી જંગલની સુગંધીથી પવીત્ર પ્રવાહવાળી, મુગટ ઉપર ચંદ્રમાનાં કિરણોને ધારણ કરનાર શંકરની જટા જુટની મોટી ગુફામાં ઘુંચાવાથી ઉત્પન્ન થયેલ ભ્રાંતીને લઇનેજ જાણે આડી ચકરી ખાતી હોય તેવી, જેમ ચક્રવર્તી રાજા (સાર્વભૌમ)ના હાથના સ્પર્શનો વૈભવ લેવાને સમર્થ પૃથ્વી, તેમ ઉત્તર દિશાના સાર્વભૌમ નામના હાથીની શુંઢા દંડનો વૈભવ લેવાને સમર્થ, જેમ વર્ષાકાળમાં તળાવમાં કમળો ડુબી જાય છે, ત્યારે (વર્ષાકાળમાં પાણીની અંદર ડુબી ગયેલા કમળો) તેની ઉપર સુગંધીમાં લુબ્ધ ભમરાઓનાં ટોળાંના ફરવાથી આ ઠેકાણે પાણીની અંદર કમળો ડુબી ગયાં છે, તેવું અનુમાન કરાવનારાં તળાવની માફક જળ ઉપર ફરતા ભમરાઓથી પાણીની અંદર કુમુદ પુષ્પો ડુબી ગયાં તેવું અનુમાન કરાવનારી; માલિની[4]નામની નદીના સંગમથી મનોહર; અજ્ઞાન[5]રૂપી અંધકારનો નાશ કરનારી મળેલી તમસા

---

ગાજી ઉપર તપશ્ચર્યા કરી ઘણે કાળે ગંગાજીને પ્રસન્ન કરીને પૃથ્વી ઉપર લાવ્યા. તેનો પ્રવાહ જ્યાં તે કુંવરોની ભસ્મ પડી હતી ત્યાં લઇ જઇ તેઓનો ઉદ્ધાર કર્યો. જેથી સ્વર્ગની નીસરણી એવી કલ્પના કરી છે.

(૪) मालिनसनाथाइवछंदोविचिति:–માલિની, નામના વૃત્ત સહિત છંદો વિચ્યતિ નામના ગ્રંથની માફક.

(૫) અહીંથી વિરોધાભાસ અલંકાર શરૂ થયો છે. दत्तांधतमसाऽपि तमसान्विता–ધાટા અંધકારનો નાશ કરનારી છે તો પણ અંધકાર સહિત છે.

નામની નદીથી શોભીતી; તરંગોથી[5] વિચિત્ર અને નરકની વ્યાધીને સમૂળગો સંહાર કરનારી, એવી ભગવતી ભાગીરથી નદી વહ્યા કરે છે.

જે શેહેરની સર્વ બાજુમાં નક્ષત્રના સમુદાયની માફક પુષ્પના સમુદાયને [1]ધારણ કરનારાં પોતાની ઉંચાઇથી જાણે મેઘને સ્તંભન કરતાં હોય તેવાં, સૂર્ય નારાયણના રથમાં જોડેલા ઘોડાઓ જ્યારે આકાશમાં પોતાને રસ્તે ચાલતાં ચાલતાં રસ્તે આવેલાં વૃક્ષોનાં કોમળ નવીન અંકુરો ખાવા વળગે છે ત્યારે સૂર્યના સારથી અરૂણ દેવ પોતાના હાથમાં રહેલ ચાબુકની ઘોડા ઉપર અજમાયેશ કરે છે જેથી તે અંકુરો છોડીને ઘોડાઓ એકદમ આગળ ચાલે છે, (આ કારણથીજ) જાણે ઠેકાણે ઠેકાણે નવીન અંકુરોથી ખંડીત થયેલા હોય તેવાં, ચંદ્રમાની અંદર રહેલા મૃગના પગલામાં લાગેલ અમૃતના બિંદુઓનું વૃક્ષો ઉપર સીંચાવાથી પેદા થયેલ હજારો નવીન અંકુરો વડે વખત[2]વિનાં સંધ્યાકાળની શોભાને બતાવનારાં, મનોહર[3]બગીચાઓનો આશ્રય કરનારાં; સુંદર[4]શીરળને ધારણ કરનારાં અને બે-

(૬) विचिकलितोऽप्यविचिदुर्गमा–તરંગથી સુંદર છે તો પણ તરંગ વીનાની છે.

(૧) આ સર્વ વૃક્ષોનાં વિશેષણો છે.

(૨) નવીન અંકુરો રાતાં હોય છે અને તે અંકુરો આકાશ સુધી પહોંચેલાં છે, માટે ઉંચુ જોઇએ તો સમય વિના પણ સંધ્યા ફુલી હોય તેવી શોભા દેખાય છે.

(૩) भरतचरितैरिवरामाश्रितैः–રામચંદ્રજીનો આશ્રય કરી રહેલા ભરતજીનાં સદાચરણની માફક.

(૪) महावीरैरिवनारिकेलिवरैः-શત્રુની સાથે બેર નક્કી કરનાર વીરપુરૂષોની માફક.

ડાનાં વૃક્ષોથી[૫]અતિ વિસ્તાર પામેલાં મદોન્મત હાથીના કુંભસ્થળનું ખંડન કરવામાં તત્પર કેશવાળીને સ્તંભન કરનાર કેસરીસિંહની ગાફક પુષ્પનાં કેસરોની રજકણિકાઓથી સુંદર; [૬]ફેનીલા નામની વનસ્પતિ વાળાં અને અમરવેલ્લથી વીંટાયેલાં એવાં સુંદર વૃક્ષો પાસેના બગીચામાં જોવામાં આવે છે. વળી જેમ સર્વ દેવતાઓએ વાસ કરેલું અદિતિ ( દેવની માતા ) નું ઉદર; તેમ અનેક દેવતાઓનાં મંદિરથી સુંદર મધ્ય ભાગવાળું, જેમ બળી રાજાથી શોભાયમાન અને સર્પોને રહેવાનું સ્થાનક પાતાળ, તેમ બળવાન પુરૂષોથી શોભાયમાન અને વિલાસી પુરૂષોને રહેવાનું સ્થાનક, દેવાલયથી [૭]મનોહર અને અતિ પાવત્ર, અતિ વિષયી [૮]પુરૂષોથી ભરપૂર અને કોઈપ્રકારના ઉપદ્રવ વાગરનું તે શેહેર છે.

જે નગરમાં સુરતક્રીડાના પરિશ્રમને લીધે થાકીને સુતેલી પોતાની સુંદરીઓએ પેહેરેલાં આભૂષણમાંના જડિત્ર રત્નોમાં પ્રતિબીંબિત થ-

---

(૫) असंस्कृततरूणै रिवातिदूरप्रसारिताक्षैः–યુવાનીના સંસ્કાર વગરનો પુરૂષ જેમ કટાક્ષનો મહીમા જાણતો નથી પણ નજર કરી અતિ દુર સુધી જોયા કરે છે તે પ્રમાણે.

(૬) અહિં વિરોધાભાસ અલંકાર છે. सारिष्टैरपिचिरंजीविभिः= સારિષ્ટૈરપિ–જેના મરણના સમય નજીકમાં આવેલ છે એવું છે તો પણ ચિરણજીવીભિઃ–ઘણા કાળ પર્યંત જીવનાર. અર્થાત, જેનો મૃત્યુ સમય નજીકમાં આવેલ છે એવું છે કે તોપણ ચિરંજીવ છે.

(૭) सुलयै रपि पवित्रं–કલાલની મદ્ય રાખવાની દુકાનો છે તોપણ પવિત્ર.

(૮) भोगिभोगै रपिनिरुपद्रवं=સર્પોથી પરિપૂર્ણ છે તો પણ ઉપદ્રવ વગર છે.

ચેલ હસ્ત વાળો, ઉદ્ધત શત્રુઓની લક્ષ્મી રૂપી સ્ત્રીના કેશપાશમાં ગુંથેલી પુષ્પની માળાની સુગંધીથી સુવાસિત હસ્ત વાળો. જેમ અન્ય પ્રાણિની કામના પુરી પાડનાર ઉતમ ક્ષેત્ર ( ખેત્તર ), તેમ પરોપકાર કરવામાં પરાયણ એવો શૃંગાર શેખર નામનો રાજા રાજ્ય કરે છે.

જે રાજા, [1] બળવાન, શત્રુઓનો સંહાર કરનાર, પરમ પવિત્ર, નીતિ ધર્મથી રાજ્ય ચલાવનાર, તૃષ્ણા રહિત, ઉદાર દિલવાળો, સત્પુરૂષોનું આગમનસ્થાન, દાન આપવામાં દ્રવ્યનો ઉપયોગ કરનાર, સર્વ પ્રજાનું કલ્યાણ કરનાર, એ પ્રકારના મહાન આઠ શુભ ગુણોથી જગતમાં યશ મેળવી પોતાની કીર્તિને પૃથ્વી ઉપર સ્થિર કરનાર, જેમ ભીમસેન નામના બંધુ સહિત અને સુભદ્રા નામની સુંદરીથી સુંદર અર્જુન, તેમ અન્યનું કલ્યાણ કરનાર અને ભયંકર સેના સહિત, જેમ સત્યભામા નામની સ્ત્રી સહિત અને સૈન્યથી વીંટાયેલ શ્રી કૃષ્ણ, તેમ સત્યતા, કાંતિ અને લક્ષ્મીસહિત, અનેક સેનાઓથી વાયેલો તે રાજા છે.

सुराणां पाताऽसौसपुनरतिपुण्यैकहृदयो
ग्रहस्तस्या स्थाने गुरुरुचितमार्गैसनिरतः ॥
करस्तस्याऽ त्यर्थं वहति शतकोटि प्रणयितां
स सर्वस्वं दाता तृणमिव सुरेशं विजयते ॥

---

(૧) यो बलभित् पावकोधर्मराट् निऋतिः प्रचेताःसदागतिर्धनदः शंकर इत्यष्टमूर्त्तिरप्यनष्टमूर्त्तिः-ઇંદ્ર, અગ્નિ, ધર્મરાજા, નિરૃતિ, વરૂણ, પવન, કુબેરભંડારી, શંકર, એ પ્રકારની આઠ મૂર્તિ વાળો છે તોપણ આઠ મૂર્તિ વાળો નથી.

(૧) અહિં શિખરિણી વૃત છે તેનું લક્ષણ તથા ઉદાહરણ વ્રત્તરત્ના-

અર્થ,—[2]આ રાજા, પોતામાં રહેલા સદ્‌ગુણોથી ઇંદ્રને પણ તૃણની બરોબર ગણી વિજય કરે છે. કારણ કે ઇંદ્રતો મદિરાનું પાન કરે છે. વળી તેની સભામાં ઇંદ્રને પ્રતિબંધ કરનાર ગુરૂ રહેલ છે, અને તેનો હાથ વધારેમાં વધારે સોક્રોડ દ્રવ્યનું દાન આપવામાં નમે છે. અને આ રાજા તો અતિ પવિત્ર અંતઃકરણવાળો અને રાજાને યોગ્ય જે માર્ગ, તેમાંજ પ્રેમ ધરાવનાર અને એવો ઉદાર દિલનો છે કે પોતાના સર્વસ્વનું પણ દાન આપતાં અટકતો નથી.

जीवाकृष्टिं सचक्रे मृधभुविधनुषःशत्रुरासीद्गतासु
र्लक्षाप्तिर्मार्गणानामभवदरिबले तद्यशस्तेनलब्धम् ॥
मुक्ता तेनक्षमेति त्वरित मरिबलै रुत्तमांगैःप्रतिष्ठा
पंचत्वं द्वेषिसैन्ये स्थितमवनिपति र्नापसंख्यांतरंसः ॥

અર્થ.—રણસંગ્રામના સમયમાં આ રાજાએ જ્યારે ધનુષ્યની દોરી (પ્રત્યંચા) ખેંચી, તેટલામાંજ શત્રુઓનાં પ્રાણે પ્રયાણ કર્યાં. તે

---

ક્રમાંથી रसैरुद्रैश्छिन्नायमनसभलागःशिखरिणी જે વૃત્તમાં અનુક્રમે ય, મ, ન, સ, ભ. એટલા ગણ આવે અને અંતમાં એક લઘુ વર્ણ અને એક ગુરૂ વર્ણ આવે તેમજ છઠે અક્ષરે વિરામ આવે ને તે પછીના અગિઆરમે અક્ષરે વિરામ આવે તે શિખરિણી વૃત્ત જાણવું.

(૨) દેવતાનો અધિપતિ, તેની સભામાં નવગ્રહમાંનો એક ગ્રહ ગુરૂ બિરાજે છે, તે ઇંદ્રનો હાથ વજરથી પ્રહાર કરવામાં અતિ કુશળ છે.

( ૩ ) અહી સ્ત્રગ્ધરા છંદ છે. તેનું લક્ષણ તથા ઉદાહરણ म्रभ्नैर्यानांत्रयेणत्रिमुनियमअैर्यतियुता स्त्रग्धरा कीर्तितेयम् ॥ જેમાં અનુક્રમથી મ, ર, ભ, ન, ય, ય, ય, ગણ આવે, તેમજ સાત સાત અક્ષરે વિરામ આવે. ત્યાં સ્ત્રગ્ધરાવૃત્ત સમજવું.

રાજાનાં બાણોને નિશાન રૂપ શત્રુઓનું સૈન્ય થઈ પડયું; જેથી શત્રુઓની વિજય લક્ષ્મી રાજાને મળી તેના પ્રતિ પ્રક્ષિઓએ પૃથ્વીનો અને ધૈર્યનો ત્યાગ કર્યો; તેનાં મસ્તકો પૃથ્વી ઉપર પડયાં માટે મરણ શબ્દ કેવળ શત્રુઓનાં સૈન્યમાંજ પ્રવૃત થયો; એવો આ સંગ્રામ થયો કે જેમાં સર્વ શત્રુઓનો વિનાશ થઇ ગયો; જેથી ફરીને રણ સંગ્રામમાં જવાનો વખત તેને આવતોજ નથી.

ચાર સમુદ્ર રૂપી કટી મેખળાવાળી પૃથ્વીનો પતિ, રાજ્ય નીતિમાં નિપુણ તે રાજા જે સમયથી ભૂમંડલનું પાલન કરે છે તે સમયથી વૃષોત્સર્ગ એ શબ્દ કર્મકાંડમાં નીલ પરણાવવું તેમાંજ વપરાયછે. પણ તેનો બીજો અર્થ ધર્મનો ત્યાગ કરવો તેમાં વપરાતો નથી. (મતલબ કે તેની પ્રજા સર્વ ધર્મીષ્ટ છે) ચંદ્રમાજ કન્યા રાશી અને તુળારાશીને ભોગવતો હતો, પણ કોઈ પુરૂષ કન્યાની ઊપમાને લાયક સ્ત્રીની સાથે સંબંધ કરતોજ નથી (મતલબ કે તે વખતે સ્ત્રીઓને રૂતુ સંસ્કાર કરવામાં આવતો તે પછી સ્ત્રી પુરૂષનો સંબંધ થતો ) શૂળ અને વ્યાઘાત એ શબ્દો જ્યોતિઃશાસ્ત્રમાં કહેવાતા યોગમાંજ વપરાય છે, પણ કોઇને શૂળી ઊપર ચડાવી દુઃખ આપવામાં વપરાતા નથી. ( કેમજે રાજ્યમાં ગુનેગાર છેજ નહી ) દાનચ્છેદ એ શબ્દ હાથીઓનાં ગંડસ્થળમાંથી ઝરતા મદજળને બંધ થવામાં વપરાય છે. પણ કોઇને દાન આપતાં રોકવામાં વપરાતો નથી (તેની પ્રજા અતી ઉદાર છે) દિશાઓનો નિશ્ચય કરતી વખતે દક્ષિણ અને વામ શબ્દ વાપરવામાં આવેછે પણ કોઇ મનુષ્યમાં તે શબ્દ વાપરવામાં આવતો નથી, કેમકે તેના રાજ્યમાં સર્વે મનુષ્ય નિપુણ છે તેથી વામ શબ્દ વપરાતોજ નથી. તેમ ચતુરને ચતુર કહેવું તે પણ વ્યર્થ, તેથી દક્ષિણ શબ્દ પણ વપરાતો નથી શરભેદ એ શબ્દ દ-

હીને વલોવવા વખતે તેની તર છે દવામાં ઉપયોગી થાય છે, પણ કોઇને બાણથી વિનાશ કરવામાં ઉપયોગી થતો નથી. વર્ણથી થતાં બંધવાળાં કાવ્યોમાં શૃંખલા શબ્દ વપરાયછે પણ કોઈ મનુષ્યને સાંકળથી બાંધવામાં ઉપયોગી થતો નથી. ઉત્પ્રેક્ષા અને આક્ષેપ એ શબ્દ અલંકાર શાસ્ત્રમાં વપરાય છે, પણ કોઇ મનુષ્યને ગાફલ કહેવામાં કે તેની નીંદા કરવામાં વપરાતો નથી; લક્ષ દાનથી ચુકવું એ શબ્દ નિશાનથી બાણના ચુકી જવામાં વપરાય છે, પણ લક્ષ દ્રવ્યના દાનથી ચુકવામાં ઉપયોગી થતો નથી; ક્વિપ્[1] પ્રત્યયનોજ સર્વે વિનાશ થાય છે પણ કોઇના સકુટુંબનો વિનાશ થતો નથી. કોશનો સંકોચ એ શબ્દ તળાવમાં રહેલાં પ્રફુલ્લિત કમળોના બીડાઇ જવામાં વપરાય છે પણ કોઇના ખજાનાનો સંકોચ થવામાં વપરાતો નથી. જાતી હીન એ શબ્દ નીચ કુળમાંજ વપરાય છે પણ પુષ્પોનાં વૃક્ષોમાં વપરાતો નથી. કેમજે તે સમયમાં જુંઈનાં ઝાડો હતાં. શૃંગારહાની એ શબ્દ વૃદ્ધ હાથીઓની થતી ઓછી શોભામાં વપરાય છે પણ મનુષ્યમાં શૃંગાર રસનું કમતીપણું કેહેવામાં વપરાતો નથી; રૂપાંના અર્થને કહેનાર દુર્વર્ણ શબ્દ રૂપાંના ભેગવાળાં સુવર્ણનાં કડાંમાં વપરાયછે પણ સ્ત્રીઓનાં ન્યુન સ્વરૂપ કહેવામાં વપરતો નથી; ( મતલબ તેના રાજ્યમાં સર્વ સ્ત્રીઓ સ્વરૂપવાળી છે ) ગવાતા રાગને વિષે થતા સ્વરભંગમાં ગાંધાર વિચ્છેદ શબ્દ વપરાય છે, પણ સુંદરીઓને સૌભાગ્ય સૂચવનાર સીંદુરને આદિ સૌભાગ્ય દ્રવ્યના વિનાશમાં વપરાતો નથી. ( અર્થાત્. તેના રાજ્યમાં કોઈ વિધવા સ્ત્રી છે નહીં ) નીચ સેવકોમાંજ પરંપરાથી શુદ્રતા નથી પણ પાસે રહેનાર

---

(૧) વ્યાકરણ શાસ્ત્રમાં ધાતુને છેડે ક્વિપ્ પ્રત્યય આવીને તે ધાતુનો શબ્દ થાય છે. ક્વિપ્ પ્રત્યયના સર્વ ભાગનો લોપ થઈ જાયછે.

મનુષ્યોમાં છે, અથવા નીચ સેવકોનેજ મદથી તોછડાં વસ્ત્ર પહેરવાનું છે પણ પાસે રહેનાર મનુષ્યોમાં નથી. મલીનાંબર એ શબ્દ રાત્રીના ઘાટા અંધકારથી થયેલ મલીન આકાશમાં વપરાય છે પણ મેલાં કપડાં પેહેરનાર મનુષ્યમાં વપરાતો નથી. કેમજે તે વખતે કોઇ પણ પ્રાણી મેલાં કપડાં પેહેરતું નહીં; ગાયનમાં સ્વરભંગ થતી વખતે જ ચલરાગ શબ્દ વપરાય છે પણ પ્રીતિની ચંચલતા બતાવનાર તે શબ્દ ચતુરમાં વપરાતો નથી; સુરત સંગ્રામમાં થતી વીર્યની હાનીમાં વૃષહાની એ શબ્દ વપરાય છે પણ ધર્મની હાની થવામાં વપરાતો નથી; કેમજે તેના રાજ્યમાં સર્વે ધર્મીષ્ટ છે; ગાયનમાં થતી રાગની વિકૃતિમાંજ મૂર્છના (ભંગુર) શબ્દ વપરાય છે. પણ પરસ્પર બંધાયેલા પ્રેમના ખંડનમાં વપરાતો નથી; શરીર વગરના કામદેવને કહેવામાં જ અનંગ શબ્દ વપરાય છે પણ અંગનો સેવક નથી એવા અર્થને કહેનાર તે શબ્દ સેવક જનોમાં વપરાતો નથી મતલબ તે વખતે સેવકો સ્વામી ધર્મ પરાયણ હતા. યુવાનીમાં જ્યારે શરીરમાં કામદેવનું પધારવું થાય ત્યારે જ મારાગમ શબ્દ વપરાય છે પણ કતલ સૂચવનાર તે શબ્દ રાજ્યના અંગમાં વપરાતો નથી; રતિ કલહથી કટી ઉપર બંધાતી મેખળામાંજ રસનાનુબંધ એ શબ્દ વપરાય છે પણ સત્પાત્રને દક્ષિણા આપતી વખતે મના કરવામાં વપરાતો નથી; યુવતીઓના લાલ અધરોષ્ટમાં જ અધરરાગ શબ્દ વપરાય છે પણ હલકાઈમાં પ્રીતિ રાખવાના અર્થને કહેનાર તે શબ્દ પરિજનમાં વપરાતો નથી; કર્ત્તન શબ્દ કેવળ કેશ કાતરવામાં જ વપરાય છે પણ કપટના અર્થને બતાવનાર તે શબ્દ સુંદરીઓમાં વપરાતો નથી; ત્રિશ આંગળથી લાંબી તરવારને કહેવામાંજ નિસ્ત્રિંશ શબ્દ વપરાય છે પણ પુરૂષોની નિર્દયતા કહેવામાં વપરાતો નથી;

( અર્થાત્ તેની સર્વે પ્રજા અતિ દયાળુ હતી ) રણુ સંગ્રામમાં થતા શુરવીર પુરૂષોના વિનાશમાંજ કરવાલનાશ શબ્દ વપરાય છે. પણુ રાજ્ય ભાગનો નાશ સુચવવામાં અગર ગુનેહગારના હાથ કાપવામાં અથવા હાથથી વાળ ચુંટવામાં અગર હાથેથી બાળહત્યા કરવામાં કરવાલનાશ એ શબ્દ વપરાતો નથી.

જેમ દિશાઓના અંતમાં રહેલા દિગ્ગજના ગંડસ્થલમાંથી ઝરતાં મદ જળ ઉપર ભમરાઓ આનંદ પામે છે, તેમ સખીઓના સમુદાયને હર્ષ પમાડનારી; મનોહર કાર્તિકસ્વામી સહિત પાર્વતીજીની માફક અતિ કોમળ શરીરવાળી, જનાનખાનામાં રહેલી સર્વ રાણીઓ કરતાં શ્રેષ્ટ તે રાજાની **અનંગવતી** નામની પટ્ટરાણી છે.

તે સ્ત્રી પુરૂષની મધ્ય અવસ્થા થયે દૈવના પ્રતાપવડે સ્વસ્વરૂપથી ત્રણુ લોકને મોહ પમાડનારી; જેમ ઇંદ્રને આનંદ આપનારી પુલોમ રાજાની પુત્રી, (ઇંદ્રાણી) તેમ હજારો નેત્રોને આનંદ આપનારી, **વાસવદત્તા** નામે કુંવરી થઈ.

પછીથી પર્વતને ઉપાડનારી રાવણની ભુજાની માફક પોતાના કુટુંબને આનંદ આપનારી તે કુંવરીને યૌવન દશા પ્રાપ્ત થઇ તોપણુ પોતે પોતાના વિવાહને માટે કાંઇ પણુ ઇચ્છા બતાવી નહીં.

તેવામાં[1] એક દીવસ પ્રફુલ્લિત થયેલા સુગંધીદાર આંબાના મો-

---

(૧) શ્રૃંગાર રસના મુખ્ય બે ભેદ છે. એક આલંબનશ્રૃંગાર, અને બીજો ઉદ્દીપનશૃંગાર, મનોહર વિલાસિની સ્ત્રીઓનો અવલંબ કરીને કામની ઉત્પત્તિ થાય છે, તેને આલંબનશૃંગાર, કહે છે. અને કામ વસ્તુ જોવાથી અગર તેનો સ્પર્શાદિક અનુભવ કરવાથી કામની ઉત્પત્તિ થાય તેને ઉદ્દીપનશૃંગાર કહે છે. જેમકે પૂર્ણચંદ્રનું દર્શન મલયાચળ પર્વતથી આવતા પવનનો સ્પર્શ, સુંદર કોકિલાના શબ્દોનું

હોર ઉપર બેસેલા ભમરાઓનો કર્ણ મનોહર ગુંજારવવડે તે રસ્તેથી નિકળતા પંથીજનને[2] જ્વરની પીડા ઉત્પન્ન કરનાર; મલયાચળ પર્વતના સુગંધીદાર વાયુએ જરા હલાવેલાં કોમળ આંબાનાં નવીન અંકુરોના રસનો સ્વાદ લેવાથી કર્ણ પ્રીય કંઠવાળી કોકિલોના લલિત કુહુ કુહુ એ પ્રકારના શબ્દોથી દિશાઓને ભરપૂર કરનાર; પ્રફુલ્લિત કમળોના જથામાં ઠેકાણે ઠેકાણે છુપાઇ રહેલા મદોત્મત્ત સુંદર હંસોના સમુદાયે કરેલ કોલાહલથી સર્વ સરોવરને શબ્દ વાળાં કરનાર; કોકિલોના તીક્ષ્ણ નખોની અણીઓવડે ચીરાએલી રાતી કળીઓના મધ્ય ભાગમાંથી ઝરતી પુષ્પ મધુની ધારા રૂપી વરસાદનાં પડતાં ફોરાંની સાથે મળેલા દક્ષિણ દિશાના શીતળ અને સુગંધીદાર પવન રૂપી બાણે કરી પંથીજનની વિરહિણી સ્ત્રીઓનાં હૃદયને ભેદનાર; મદ્યપાનથી હર્ષ પામેલી સુંદરીઓએ મુખમાં ભરેલા મદ્યના કોગળાથી બકુલ[3] નામના વૃક્ષોને સિંચ્યવન કરાવી પુલકિત[4] કરનાર; કામ

---

શ્રવણ, મનોહર વનરાયનો અગર બગીચાનો દેખાવ વગેરે અનેક પદાર્થોમાંથી એક પદાર્થોનો પણ અનુભવ કામને ઉદ્દીપન કરેછે. ત્યારે ઉદ્દીપનશૃંગારની સર્વે સામગ્રીથી ભરપૂર આ વસંતરૂતુનો સમય કામોત્પત્તિ કરે તેમાં શી નવાઇ આ સર્વ વસંતરૂતુના સમયનાં વિશેષણોછે.

(૨) આલંબન શૃંગારના સંયોગશૃંગાર, અને વિપ્રલબ્ધ (વિરહ) શૃંગાર, એ પ્રકારે બે ભેદ છે. તેમાંથી સંયોગ શૃંગારવાળા. મનુષ્યને વસંતસમય અત્યાનંદ આપે છે. પણ વિપ્રલબ્ધ શૃંગારી (વિરહી) મનુષ્યને તો તે સમય કામોદ્દીપન કરે છે, ત્યારે તેને પોતાના પ્રિયજનનું સ્મરણ થઇ વિરહાનળ વ્યાપ્ત થાય છે. અને તેથી તેને થતા આઠ સાત્વિક ભાવમાંનો જ્વર પણ દુઃખ આપેછે.

(૩) જ્યારે વસંત સમય આવે છે, ત્યારે વિલાસિની સ્ત્રીઓ

લેવા લાગ્યા. તે સમયમાં આંબાનાં નવીન અંકુરો રૂપી કામદેવના બાણના મૂળમાં છુપાઈ રહેલા ભમરાઓ જાણે કામદેવની જાળ હોય નહીં તેવા શોભવા લાગ્યા, અંકુરની અંદરથી બહાર નીકળી પ્રફુલ્લિત થયેલી કળીઓની હેઠળ સુંદર શબ્દ કરતા ભમરાઓ જાણે ત્રિભુવનનો વિજય કરવા સારૂ પ્રયાણ કરનાર કામદેવને સમય સૂચવવા સારૂ શંખ વગાડતા હોય નહીં તેવા દેખાવા લાગ્યા. બનાવેલ નવીન અળતાના રંગથી લાલ, નવીન પલ્લવની બરોબર કોમળ, નૂપુરથી શોભાયમાન, તરૂણ સુંદરીઓના ચરણ પલ્લવનો અશોક [8]વૃક્ષોને પ્રહાર થવાથી તે વૃક્ષોએ જાણે સુંદરીના ચરણમાં પરાધીન થઇ નવીન અંકુરોના મીશથી તે ચરણના રંગને ધારણ કર્યો હોય નહીં ? તેમ અશોક વૃક્ષે પ્રકાશિત થયાં વિલાસિની સ્ત્રીઓના મુખારવિંદમાં ભરેલા મધુર મધના કોગળાનું બકુલ નામનાં વૃક્ષોને સીંચન થવાથી જાણે તે કોગળાનો રસ બકુલ[9] વૃક્ષે પોતાનાં પુષ્પોમાં ધારણ કર્યો

---

=અગથીઓ. અપિ=પણ. અર્થાત્ શ્વેત અગથીઆનું વૃક્ષ પણ વિકાશિત થયું.

(૮) વસંત રૂતુમાં જ્યારે તરૂણ સ્ત્રીઓ પોતાના લાલ ચરણનો અશોક વૃક્ષને પ્રહાર કરે છે, ત્યારે અશોક વૃક્ષમાં નવીન અંકુરોનું તથા પુષ્પોનું આગમન થાય છે. માટે જાણે રંગેલ લાલ ચરણના પ્રહારથી ચરણમાં રહેલો લાલ રંગ અશોક વૃક્ષમાં પુષ્પ તથા અંકુરોના મીશથી બહાર દેખાતો હોય નહીં ? તેમ તે વૃક્ષ શોભવા લાગ્યું.

(૯) સુંદરી જ્યારે મધનો કોગળો ભરી બકુલનાં વૃક્ષો ઉપર નાંખે છે, ત્યારેજ બકુલનાં વૃક્ષો પ્રફુલ્લિત અને સુગંધીદાર થાયછે. તે હેતુથી જાણે ઉપર નાખેલા કોગળાની સુગંધીને તથા શોભાને કેમ પોતાના પુષ્પોમાં ધારણ કરેલ હોય નહીં ? તેમ શોભે છે.

કરવામાં ચતુર; સુરત વિલાસના શ્રમથી થાકી ગયેલી સુંદરીઓને ઘામ થવાથી જેના મધ્ય ભાગમાં માર્ગ રહ્યો નથી તેવાં પુષ્ટ અને કઠોર તેનાં સ્તન કલશ ઉપર જામેલાં જળ બીંદુની સાથે સંબંધ કરી અતિશય શીતળ થયેલો; એવો મલયાચળ પર્વતનો દક્ષિણ વાયુ હળવે હળવે વહેવા લાગ્યો.

તે સમયમાં શૃંગારશેખર રાજાએ પોતાની પુત્રી વાસવદત્તાના મનનો અભિપ્રાય તેની પ્રીય સખીઓથી જાણી સઘળી પૃથ્વી ઉપરના બધા રાજાઓને સ્વયંવર મંડપમાં બોલાવ્યા.

સ્વયંવર મંડપમાં રાજાઓ એકઠા થયા પછી, કૃષ્ણાગરૂના ધુપની સુગંધીથી મોહ પામેલ ભમરાઓના ગુંજારવથી ચારે તરફ ભરપુર; અતિ વેગથી હાસ્ય કરનારા મનુષ્યનાં દેખાતાં દાંતનાં કિરણોથી અતિ ઉજ્વળ થયેલી; પરિહાસ (મશ્કરી) કરવામાં નિપુણ વિલાસી મનુષ્યોએ વીંટાયેલી; બેહેકતા સુગંધિત પદાર્થોની સુગંધીથી આકર્ષણ થયેલા બગીચાઓના ભમરાઓના સમુદાયથી વિચિત્ર; નંદીઘોષ ( અર્જુનના રથ ) ના ચાલવાથી દિશાઓને શબ્દવાળી કરનાર જેમ અર્જુનનો રણ સંગ્રામ, તેમ આનંદોત્સવના સમુહથી શોભાયમાન; એવી પાલખી ઉપર બેસીને વાસવદત્તા સ્વયંવર મંડપમાં બેઠેલા રાજાઓને જેવા નીકળી.

તે સ્વયંવર [3]મંડપમાં બેઠેલા કેટલાક [4]રાજાઓ, નગરમંડન

---

પાછળ આવી તે નિતંબ બીંબનો ભાર ઉપાડવામાં સહાયના કરે છે. જેથી તે કાર્યમાં કુશળ.

(૩) જે રાજા પોતાની કન્યાનો સ્વયંવર કરવા સારૂ દેશોના રાજાઓને પોતાના નગરમાં આમંત્રણ કરી જે સ્થળમાં એકઠા કરે

નામની વેસ્યાનો કામશાસ્ત્રથી પરાજય કરનાર મૂળદેવ રાજાની પેઠે સુંદર આભૂષણોથી બધા શહેરના અલંકારોનો તિરસ્કાર કરી તેને તુચ્છ ગણનારા; કેટલાક[1] રાજાઓ શ્રીકૃષ્ણ દ્રોણાચાર્ય અને દ્રૌપદીની સંગાતે મળેલા પાંડવોની માફક સુંદર નેત્રોથી શોભાયમાન અને બહેકતા કૃષ્ણાગરની સુગંધીમાં મગ્ન હતા; બીજા [2]રાજાઓ દિશાઓને

છે, તે સ્થળનું નામ સ્વયંવર મંડપ કહેવાય છે. અને તેમાં સર્વ રાજાઓ આવી બીરાજે છે.

(૪) આ ઠેકાણે સંસ્કૃતમાં એવું વાક્ય છે કે જેના બે અર્થ થાય છે. તેમાંના એક અર્થથી રાજાની પ્રશંસા થાય છે અને બીજા અર્થથી મશ્કરીમાં તેની નિંદા થાય છે તે ઘણું કરી દરેક વાક્યના થાય છે, તે વાક્ય, तत्रकेचित्कलांकुराइव विजितनगर मंडना=कलांकुर મૂળદેવ, विजित–પરાજય કરેલ. नगरमंडना=તે નામની વેસ્યા. અથવા विजितनगरमंडन શેહેરનાં આભૂષણનો તિરસ્કાર કરનાર, મશ્કરીમાં विजितनगरमंडन ગરૂડજીએ પરાજય કરેલ બાણાસુરનાં શહેરમાં રહેલ રાક્ષસોની સમાન શોભાયમાન. અર્થાત્ રાક્ષસો જેવા લાગ્યા.

(૧) पांडवाइव दिव्यचक्षुःकृष्णागुरुपरिमिलिताश्च=दिव्य चक्षुः=કૃષ્ણ. कृष्णा=દ્રૌપદી. गुरु–દ્રોણાચાર્ય. परिमिलित–સાથે મળેલ. दिव्यचक्षुः=સુંદર નેત્રોથી શોભાયમાન. कृष्णागुरुपरिमिलिताः=બેહેકતા કૃષ્ણા અગુરના ધુપમાં મગ્ન. મશ્કરીમાં दिव्यचक्षुः=આંધળા, कृष्ण=કાળા अगुरु=વૃદ્ધની શીખામણ વગરના. અર્થાત્ આંધળા, કાળા, વૃદ્ધોનો ઉપદેશ નહીં માનનારા એટલે નીચ કાર્ય કરવામાં તત્પર છે.

(૨) शरादिवसाइव सुदूरप्रवृद्धसुखाशाः=सुदूरप्रवृद्ध सुखाशाः= દિશાઓને અતિ સ્વચ્છ કરનાર. અથવા મશ્કરીમાં આકાશની પેઠે નરર્થક અને મોટા વિચારથી મોટી આશા બાંધનારા.

અતિ સ્વચ્છ કરનાર જેમ શરદ ૠતુના દિવસો, તેમ વાસવદત્તાના મિલાપના સુખની વધારે તૃષ્ણા રાખનારા; અન્ય[3] રાજાઓ શત્રુઓનો સંહાર કરનારા પોતાના સૈન્યમાં રહેલા ઉત્કૃષ્ટ વિર પુરૂષોની સુંદર વાસવદત્તા નામની સુંદરીની ઇચ્છા કરનારા; કેટલાક રાજાઓ પક્ષિઓના શબ્દ સાંભળવામાં તત્પર જેમ પારાધિ, તેમ શુકન સાંભળવામાં ઉત્કંઠા વાળા; બીજા રાજાઓ[4] મૃગયા કરવા તત્પર થઈ હરણની પાછળ લાગેલ પુરૂષોની માફક વાસવદત્તાના સૌંદર્યથી મોહિત થઈ તેની તરફ લાગેલ વૃતિવાળા હતા, કેટલાક રાજાઓ[5] જૈમીની આચાર્યના મતને અનુસરીને સત્પુરૂષો જેમ નાસ્તિકના મતનુ ખંડન કરે છે, તેમ પોતાના સ્વરૂપનું અભીમાન ધરી આભુષણનો ત્યાગ કરી પોતાના રાજ્યમાં જેવી રીતે વસ્ત્રાદિકને ધારણ કરતા હતા તેવીજ રીતે વસ્ત્રાદિકને ધારણ કરનારા; બીજા રાજાઓ[6]

---

(૩) व्यहंतुमुद्यताइवस्वबलार्थिनः–મશ્કરીમાં વૈદ્યોના ઔષધો ખાઈ પોતામાં શક્તિ મેળવવાની ઇચ્છા ધરનારા.

(૪) आखेटकाइव रूपानुपारप्रवृत्ताः=आखेटक–મૃગયા કરનાર રूपानुसारप्रवृत्त–હરિણની પાછળ થયેલ. અથવા વાસવદત્તાના સૌંદર્યથી મોહ પામીને તેની તરફ ખેંચાયેલા.

(૫) जैमिनामतानुसारिणइव तथागतमत ध्वंसिनः=तथागतमत–બોધમત. અથવા જેવી રીતે પોતાને ઘેર મંદિરમાં વસ્ત્ર વગેરે પહેરતા તેવોજ દરવેશ પહેરીને આવેલા ध्वंसिनः–નાશ કરનારા. અથવા પોતાના સૌંદર્યથી બીજાનો તિરસ્કાર કરનારા મશ્કરીમાં કુળ પરંપરાથી ચાલ્યા આવતા શૈવાદી કુમાર્ગને નહીં માનનારા માટે આચારભ્રષ્ટ કહ્યા છે.

(૬) खंजनाइवसांवत्सरफलदर्शिनः–ખંજન પક્ષીઓના મૈથુનનું

જોશીની માફક શુભફળ બતાવનારાં ખંજન પક્ષિઓની પેઠે ધૈર્ય વગરના વર્ષ ફળોને બતાવનારા; અન્ય રાજાઓ[૭] સુવર્ણમય મેરૂ પર્વતની તળેટીની ભુમિની પેઠે સુવર્ણના આભુષણથી ગરકાબ; બીજા રાજાઓ[૮] જેમ સૂર્યના દર્શનથી પ્રફુલિત કુમુદનાં પુષ્પો કરમાઈ જાય છે, તેમ સૂર્યના દર્શનથી ગ્લાની પામનારા; (મતલબ) અતિ કોમળ હતા. બીજા રાજાઓ[૯] શ્રીકૃષ્ણનું બ્રહ્માંડમય સ્વરૂપ જોઇને આ ગારૂડીની વિદ્યા જાણે છે એવો નિશ્ચય કરનારા જેમ દુર્યોધના• દિક ધૃતરાષ્ટ્રના પુત્રો, તેમ ત્રિલોકમાં રહેલ સુંદર પદાર્થોથી બનાવેલી વાસવદત્તાનાં દર્શનથી ઇંદ્રિઓને ગ્રહણ કરવા માટે આ જાદુ છે કે

---

જયાં દર્શન થાય ત્યાં ખજાનો હોય છે, માટે પ્રશ્નમાં લાભ રૂપી ફળ બતાવનાર જોશીની માફક શુભ ફળ બતાવનાર ખંજન પક્ષીના મૈથુનની પેઠે. નિશ્ચય રહિત થવાથી અધૈર્યને પામેલા તે રાજાઓ सांवत्सरफलदर्शिन:-વર્ષ ફળને દેખાડનારા.

(૭) कार्त्तस्वरमयां:-સુવર્ણમય कार्त्ता=અતિદીન. स्वरमया:=સ્વર =શબ્દવાળા. અર્થાત્ અતિદીનના બોલ કહેનારા.

(૮) भास्वद्दर्शन निमिलिता:-भास्वद्दर्शन સૂર્યનાં દર્શન निमिलिता =કરમાયેલ. મશ્કરીમાં भास्वद्दर्शन=હાલ અતિ સ્વરૂપ વાળી વાસવદત્તાના સ્વરૂપનાં દર્શનથી निमिलित=આંખો મીંચનારા, ત્યારે આગળ તો તેના શા હવાલ.

(૯) विश्वरूपावलोकनजनितेन्द्रजालप्रत्यया:विश्वरूप શ્રી કૃષ્ણનું બ્રહ્માંડમયરૂપ, અથવા જગતમાં સર્વોત્તમ રૂપ. अवलोकन=જોવું. जनितेन्द्रजालप्रत्यय=ગોડિયાની પ્રતિતિ કરાવનાર અથવા ઇંદ્રિઓને ગ્રહણ કરનારી આ જાદુ છે કે શું તેમ માનનાર,

શું ? એ પ્રમાણે માનનારા; વળી કોઈ રાજાઓ[10] પોતામાં હાથીના જેટલું બળ માનનારા અને સુંદર ઘોડાવાળા; કોઇ રાજાઓ[11] વાસવદત્તાને પરણવાની ઇચ્છા પુરી પડવી એ અતિ કઠીન માનનારા; કેટલાક[12] રાજાઓ. પૃથ્વીના જેવા શાંત સ્વભાવના અને અતિ સ્થિર બુદ્ધિના હતા, કેટલાક[13] રાજાઓ પાસાની રમત નહીં જાણવાથી જેમ પાંડવો પૃથ્વીને હારી ગયા, તેમ વાસવદત્તાની ઇંદ્રિયોનો, અંતઃકરણનો, અને હાવભાવનો, અભિપ્રાય ન જાણવાથી અધૈર્યને ધારણ કરનારા; કેટલાક રાજાઓ મહાભારત નામના ગ્રંથની રચના કરનારા ગુણવાન કવિઓની માફક સંધિ વિગ્રહ વગેરે નીતિના ગુણોથી ભરપૂર; કોઇ રાજાઓ સુગંધી પદાર્થની સુગંધીને આડી અવળી ફેલાવનાર પવનની પેઠે પાસે રાખેલા સુગંધી પદાર્થોથી સર્વસ્થલને સુગંધીમય કરનારા; ગમે તેવા વિકટ માર્ગમાં ચાલનારા કૌરવની સેનાના યોદ્ધાઓના અવાજથી વિજયની આશા રાખનાર દ્રોણાચાર્યની માફક

---

(૧૦) અહીં વિરોધાભાસ અલંકાર છે. आत्मनि वारणबुद्ध्याबलवंतोऽपिसुवाहाः—પોતામાં હાથીના જેટલાં બળવાળા છે, તોપણ બીજા પુરૂષે સુખેથી વહન થઈ શકે તેવા.

(૧૧) पाणिग्रहणार्थिनोऽप्यसुकरंमन्यमानाः—असुकरं=સહજ રીતે ન બની શકે તેવું, અથવા પ્રાણને આપનારૂં તેનું મળવું છે.

(૧૨) अधरीभूता अपिस्थिराः=अधरीभूत=પૃથ્વી રૂપ નહીં, स्थिरा=પૃથ્વી, અર્થાત્ પૃથ્વી રૂપ નહીં તોપણ પૃથ્વી સ્વરૂપ.

(૧૩) अक्षहृदयज्ञानहृतक्ष्माः=अक्षहृदयज्ञान પાઠશાળાનું યથાર્થ જાણવું અથવા ઇંદ્રિયોના તથા અંતઃકરણના ભાવાર્થનું જાણવું हृतक्ष्माः=પૃથ્વીને હારી જનાર, અથવા ધૈર્યનો ત્યાગ કરનાર.

[14]કાગડાના બોલ ઉપરથી વાસવદત્તા આપણને મળશે તેમ માનનારા; કેટલાક રાજાઓ સૂર્યના તાપને નહીં સહન કરનાર જેમ કુમુદનાં પુષ્પનો સમુદાય, તેમ શુરવીરો જેનું સામર્થ્ય નથી સહન કરી શકતા તેવા રાજા તથા રાજકુંવરો બીરાજતા હતા.

વાસવદત્તા સ્વયંવર મંડપમાં બેઠેલા રાજકુંવરોને એકે એકને એક દૃષ્ટિથી જોયા પછી તે કુંવરોમાંથી વિરક્ત હૃદયવાળી થઇ, પોતાની પાલખી ઉપર બેસી પોતાને મેહેલ આવી.

પછી તે દિવસની રાત્રીમાં વાસવદત્તાએ સ્વપ્નમાં સુંદર [1]બાજુબંધથી શોભાયમાન, જેમ સુંદર કંઠવાળી કોકિલો, તેમ મનોહર હારથી સુંદર કંઠવાળો, રામચંદ્રજીને આકર્ષણ કરવામાં નિપુણ સોનાના મૃગલાની માફક સ્ત્રીઓનાં મનનું આકર્ષણ કરવામાં કુશલ, વચન રૂપી અમૃતથી ઇંદ્રને આનંદ આપનાર જેમ જયંત, (તેનો પુત્ર). તેમ વચન રૂપી અમૃતથી વૃદ્ધોને આનંદ આપનાર; શ્રીકૃષ્ણથી તો કંસ હર્ષ નહોતો પામ્યો, પણ આના સૌંદર્યથી તો સર્વ કોઇ હર્ષ પામે

---

(૧૪) વસંતરાજ નામના ગ્રંથમાં કહ્યું છે કે,

इष्टार्थदोऽश्वादिकवाहनस्थश्छत्रादिसंस्थस्तदवाप्तिकारी ॥
पश्चागमंजल्पति तोरणस्थो हृद्यार्थदो हृद्यतरास्थितश्च ॥ १ ॥

**અર્થઃ**—ઘોડા વગેરે વાહન ઉપર બેસી કાગડો બોલે તો ઇચ્છીત કામ સરે, છત્ર વગેરે પદાર્થો ઉપર બેસી બોલે તે વસ્તુની પ્રાપ્તિ કરે, તોરણ ઉપર બેસીને બોલે તો પદાર્થનો લાભ આપે.

(૧) वालिनमिवांगदोपशोभितम्ः—અંગદ નામના પોતાના પુત્રથી વાંદરાંના રાજાવાળીની પેઠે શોભતો. આ સર્વ વિશેષણ કંદર્પકેતુ રાજાનાં છે.

છે એવો, પોતાના[2]દીર્ઘ બાહુથી શોભાયમાન, સૌંદર્ય[3]રૂપી મહા વૃક્ષનું બીજ રૂપ, શૃંગાર રસ[4]રૂપી રત્નોને ઉત્પન્ન કરવામાં પર્વત રૂપ, મધુર[5]વચન રૂપી નદીને ઉત્પન્ન કરવામાં ગિરિ રૂપ, ચતુરાઇ રૂપી[6]આંબાને રૂપ સુગંધી આપનાર વસંત રૂતુ [7]સૌજન્ય રૂપી મુખને દર્પણ રૂપ. વિદ્યારૂપી[8]લતાનું આદિબીજ, કીર્તિ રૂપી સ્ત્રીનો

---

(૨) महामेघ मित्र त्रिलसत्करकं=શોભિત કરા ( વરસાદમાં પડતા પાણિના પથર ) વાળા મહા મેઘની માફક સુંદર.

(૩) મતલબ કે ઇશ્વિરે જે સુંદરતા ઉત્પન્ન કરી છે તે બધી ઉપલા કંદર્પકેતુ રાજામાં મુકેલી છે ને બીજી બધી સુંદર વસ્તુઓ તેમાંથી ઉત્પન્ન થઈ છે. માટે એ સુંદર વસ્તુઓનું પેહેલ વહેલાંનું બીજછે માટે તેના કરતાં બીજી સુંદર વસ્તુ જગતમાં છેજ નહીં.

(૪) શૃંગાર રસ તેનાથી ઉત્પન્ન થયોછે. તેને પર્વત સ્વરૂપ કલ્પવાથી ગમે તે જાતના બધા શૃંગાર રસને ઉત્પન્ન થવાનું ઠેકાણું તે છે. એટલે તે રાજા જેવો શૃંગારરસનો સમજનાર બીજો કોઇજ નથી.

(૫) જેમ નદીઓ પર્વતમાંથી ઉત્પન્ન થાય છે, તેમ આ રાજા રૂપી પર્વતમાંથી મધુર વચનરૂપી નદી નીકળેછે. એટલે તેના જેવો કોઈ પણ બોલવામાં હુશીયાર નથી.

(૬) આંબો વસંત રૂતુમાં પરિપૂર્ણ સુગંધીવાળો થાયછે. માટે ચતુરાઇરૂપી આંબાને સુગંધી યુક્ત કરનાર, મતલબ કે, તેના જેવી ચતુરાઇ અન્ય જગ્યોએ છેજ નહીં

(૭) સૌજન્ય એટલે વિનય અને વિવેક વગેરેને દર્પણની પેઠે પ્રત્યક્ષ બતાવી શકનાર.

(૮) બધી વિદ્યાઓ તેમાંથી ઉત્પન્ન થઇ છે. એટલે તેમાં શું ખામી હોય.

[9]સ્વયંવર પતિ લક્ષ્મી અને[10]સરસ્વતી બંને સ્ત્રીઓને ઈર્ષ્યા કરવાનું સ્થાન, શીલ અને [11]સંપત્તિને રહેવાનું આદિગૃહ, મહારૂપનો ભંડાર; ત્રિભુવનમાં મોહ પમાડનાર ચેહેરાવાળો કોઈ પુરૂષ નજરે જોયો. તે ચિંતામણિ રાજાનો પુત્ર કંદર્પકેતુ હતો વાસવદત્તાએ સ્વપ્નમાંજ તેનું નામ વગેરે જાણ્યું હતું.

પછી જાગૃત અવસ્થાને પ્રાપ્ત થઇ, ત્યારે વિચાર કરવા લાગી કે અહો? બ્રહ્મા, તારી રૂપ ઉત્પન્ન કરવાની ચતુરાઇ આ પુરૂષને પ્રગટ કરવાથી જણાય છે એમ હું માનુંછું, બ્રહ્માએ સુંદર પદાર્થો ઉત્પન્ન કરવાની કુશળતાની હદ નકી કરવાને માટેજ સર્વ સુંદર પદાર્થોનો સાર ખેંચીને આ પુરૂષ બનાવ્યો છે. નહીં તો આની આવી અતિશય કાંતિ ક્યાંથી હોય? દમયંતી[1]નળરાજા સારૂ ફોકટજ વનનો દુઃસહ

---

(૯) કીર્તિરૂપી સ્ત્રીએ પોતાની ઇચ્છાથી પતિ કર્યો. એટલે સઘળી દુનીઆમાં તેનીજ કીર્તિ પ્રસરી રહીછે એમ જણાય છે.

(૧૦) લક્ષ્મી અને સરસ્વતીને પરસ્પર વિરોધછે. એટલે જ્યાં લક્ષ્મી હોય ત્યા સરસ્વતી હોય નહીં અને જ્યાં સરસ્વતી હોય ત્યાં લક્ષ્મી હોય નહીં. એમ છતાં પણ આ રાજાના ગુણમાં અને રૂપમાં લક્ષ્મી અને સરસ્વતી બન્ને મોહ પામી એક બીજાની ઇર્ષ્યા કરેછે.

(૧૧) ક્ષમાનો મૂળ ભંડાર જેથી સર્વને ક્ષમા ગુણ તેની પ્રસાદીથીજ મળ્યો છે.

(૧) નૈષધ દેશના નળરાજા જુગટાંમાં પોતાનો દેશ હારી ગયા તેથી તેને પોતાની દમયંતી રાણી સહીત વનમાં જવું પડયું. રાજાના શરીરમાં કળીયુગે પ્રવેશ કર્યો હતો, તેથી તે રાજા પોતાની સ્ત્રીને એકલી વનમાં મુકી જતો રહ્યો. પાંસેથી દમયંતીએ દુઃખ ભોગવ્યું. મતલબ કે (આ રાજાની ખબર હોત તો તેમ બનવાનો વખત આવ-

દુઃખ સહન કર્યા. [2]અજરાજા ઉપર ઇંદુમતિ રાણી વ્યર્થજ પ્રેમ ધરાવતી હતી. શકુંતલાએ દુષ્યંત[3] રાજાને સારૂ ફોકટ દુર્વાસા રૂષિના શ્રાપનો અનુભવ કર્યો, મદનમંજરી, [4]નરવાહનદત્ત રાજાને ફોકટ ઈચ્છતી હતી, જેની જંઘાઓ કદળીના સ્થંભથી પણ વિશેષ શોભાયમાન હતી તે રંભા નામની અપ્સરા[5]નળકુબર રાજાને વ્યર્થજ ઇચ્છતી હતી, ધુમોર્ણા નામની સ્ત્રીએ સ્વયંવર મંડપમાં આવેલ અનેક દેવતાઓ તથા ગંધર્વોમાંથી ફોકટ ધર્મ[6]રાજાની આકાંક્ષા કરી;

---

તજ નહીં). કેમકે આ રાજાનેજ પરણત.

(૨) રઘુરાજાનો પુત્ર અને દશરથનો પિતા અજરાજા તેને સ્વયંવર મંડપમાં ઇંદુમતીએ પસંદ કર્યો તે પણ રાજાને નહીં સાંભળવાથીજ થયું.

(૩) કવણ રૂષિના આશ્રમમાં શકુંતલાની સાથે દુષ્યંત રાજાને સંબંધ થયો. ત્યારે રાજાએ પોતાની વીંટી તેને આપીને પોતાના રાજ્યમાં જવાનું કર્યું. વાંસેથી દુર્વાસા રૂષિ તેના આશ્રમમાં આવ્યા. તેનો સત્કાર વિરહના દુઃખમાં મગ્ન શંકુતલાથી થયો નહીં, તેથી તે રૂષિ શ્રાપ આપી ચાલતા થયા તે શ્રાપનું દુઃખ તેને વેઠવું પ્ર' તે પણ આ રાજાને નહીં જાણવાથીજ થયું.

દુઃખ સહન કર્યાં. [2]અજરાજા ઉપર ઇંદુમતિ રાણી વ્યર્થજ પ્રેમ ધરાવતી હતી. શકુંતલાએ દુષ્યંત[3] રાજાને સારૂ ફોકટ દુર્વાસા રૂષિના શ્રાપનો અનુભવ કર્યો, મદનમંજરી, [4]નરવાહનદત્ત રાજાને ફોકટ ઈચ્છતી હતી, જેની જંઘાઓ કદળીના સ્થંભથી પણ વિશેષ શોભાયમાન હતી તે રંભા નામની અપ્સરા[5]નળકુબર રાજાને વ્યર્થજ ઇચ્છતી હતી, ધુમોર્ણા નામની સ્ત્રીએ સ્વયંવર મંડપમાં આવેલ અનેક દેવતાઓ તથા ગંધર્વોમાંથી ફોકટ ધર્મ[6]રાજાની આકાંક્ષા કરી;

---

તજ નહીં). કેમકે આ રાજાનેજ પરણુત.

(૨) રઘુરાજાનો પુત્ર અને દશરથનો પિતા અજરાજા તેને સ્વયંવર મંડપમાં ઇંદુમતીએ પસંદ કર્યો તે પણ રાજાને નહીં સાંભળવાથીજ થયું.

(૩) કવણ રૂષિના આશ્રમમાં શકુંતલાની સાથે દુષ્યંત રાજાને સંબંધ થયો. ત્યારે રાજાએ પોતાની વીંટી તેને આપીને પોતાના રાજ્યમાં જવાનું કર્યું. વાંસેથી દુર્વાસા રૂષિ તેના આશ્રમમાં આવ્યા. તેનો સત્કાર વિરહના દુઃખમાં મગ્ન શંકુતલાથી થયો નહીં, તેથી તે રૂષિ શ્રાપ આપી ચાલતા થયા તે શ્રાપનું દુઃખ તેને વેઠવું પડ્યું તે પણ આ રાજાને નહીં જાણુવાથીજ થયું.

(૪) અતિ ઉત્તમ સ્વરૂપવાળી મદનમંજરી નામની સુંદરીએ પણ નરવાહનદત્ત રાજાની સેવા સારી રીતે કરી હતી.

(૫) જો આ રાજાના ગુણ સાંભળ્યા હોત અથવા તે રાજાનાં દર્શન થયાં હોતતો રંભા નામની અપ્સરા પણ નળકુબર રાજાની ઇચ્છા કરતજ નહીં.

(૬) આ પૃથ્વી ઉપર અતિ રૂપવાન અને ગુણવાન એ એટલુંજ નથી પણ દેવમાં અને ગંધર્વોમાં પણ તેના જેવો બીજો કોઇ નથી.

એમ ઘણા પ્રકારના વિચાર કરતી તે વાસવદત્તા જાણે વિરહ રૂપી[૭] હુંસાંના અગ્નીમાં બેઠેલી હોય, અથવા વડવાનળ[૮]અગ્નીની જવાળાથી ઘેરાએલી હોય, અથવા જગતનો પ્રલય કરનાર રૂદ્રના ત્રીજા નેત્રમાંથી બહાર નીકળેલા અગ્નીએ ઘેરેલી હોય, તેવી કુંવરી કંદર્પકેતુ રાજાનેજ વિચાર વિનાના અંતઃકરણમાં લખેલ [૯]હોય, અથવા

---

કેમકે ધુમોર્ણા નામની સુંદરીએ પણ આ રાજાનાં દર્શન કર્યાં હોત તો સ્વયંવર મંડપમાં ધર્મ રાજાનો સ્વીકાર કરત નહીં.

(૭) જેમાંથી બાજરો નીકળી અને બાકીનાં જે ફોતરાં રહેછે, તેને હુંસાં કહેછે તેનો અગ્નિ બહુવાર રહે છે કેમકે જે તે દબાઇને અતિ કઠણ થાય છે.

(૮) દરીયામાં થતા અગ્નિને વડવાનળ કહે છે, જેથી દરીયાનું પાણી ઘણું શોષાય છે.

(૯) વિચાર વગર કહેવાનું કારણ એ કે કેવળ તેમાં કંદર્પકેતુ રાજાનેજ લખી રાખેલ છે, પણ લખી રાખેલો ધોવાઇ જાય માટે કોતરીને રાખેલો કહ્યો, કોતરેલો પણ એકજ ઠેકાણે રહે માટે વાવેલો કહ્યો. કેમકે વૃદ્ધી પામીને ફેલાઇ જાય, વાવેલાને પણ ઉમેળી નંખાય માટે તેને ખોદિ રાખેલો કહ્યો, ખોદી રાખેલો પણ બહાર આવે માટે તેને અંતઃકરણમાં રાખવાને ગળી ગયેલો કહ્યો, તે પણ વમન થઇ બહાર નીકળી જાય માટે વજલેપ ( લાગેલ વસ્તુ તેમને તેમજ રહે તેને વજ્રલેપ કહેછે ) કરેલો કહ્યો, તેમજ સપ્ત ધાતુમાંની એક ચરબીની સાથે મળેલો કહ્યો, હાડ પીંજરમાં રાખેલ કહ્યો, પણ હાડપીંજર અને ચરબી તેથી લોહી જુદું છે, માટે લોહિની સાથે પાણી થઇને મળી ગયેલો કહ્યો, એમ છતાં પણ માંસમાં ન આવ્યો માટે માંસની સાથે મળી ગયેલો કહ્યો, મતલબ કે, સર્વ અવયવમાં વાસ-

કોતરીને નાખેલ હોય, અથવા વાવેલ હોય, અથવા વજ્રલેપ કરેલ હોય અથવા હાડપીંજરમાં પુરી રાખેલ હોય, અથવા મર્મસ્થળોના મધ્યમાં રહેલ હોય, અથવા ચરબી સાથે મળેલો હોય, અથવા પ્રાણથી વિંટાયેલો હોય, અથવા અંતરાત્મામાં રહેલ હોય, અથવા લોહીમાં મળી રસરૂપ થઇ ગયેલ હોય, અથવા માંસમાં મળી ગયેલ હોય એવી રીતે સર્વ અવયવમાં રહેલો માનવા લાગી. તેથી વાસવદત્તા જાણે ઉન્મત્ત થઇ ગઈ હોય અથવા બેહેરી હોય, અથવા મુંગી હોય, અથવા શુન્ય હોય, અથવા ઇંદ્રિઓની સંજ્ઞા વિનાની હોય, અથવા મૂર્ચ્છીત અવસ્થામાં હોય, અથવા ગ્રહોએ ગળેલી હોય, અથવા યુવાનીરૂપી સમુદ્રના તરંગથી ચોતરફ વિંટાયેલી હોય, અથવા ચિત્તવૃતિને કામદેવે રોધી રાખેલી હોય, અગર કંદર્પકેતુરૂપી કામથી ખોડાએલી હોય, અથવા શૃંગારના વિચારરૂપી ઝેરમાં ગરકાબ થવાથી ઝોલાં ખાતી હોય, અથવા રૂપના ચિંતવનરૂપી ભાલાથી વિંધાએલી હોય, અથવા [10]મલયાચળના વાયુથી તેનો જીવ નીકળી જતો હોય, એવી સ્થીતિમાં પોતાની પ્રીય સખીઓને કહેવા લાગી. હે અનંગલેખા તારો હસ્ત કમળ મારા હ્રદય ઉપર મુક, વિરહનો સંતાપ સહન કરવો અતિ મુસ્કેલછે. હે સુંદરી મદનમંજરી ચંદનના જળથી મને સિંચવન કર. હે સરલ સ્વભાવવાળી વસંતસેના મારા ચોટલાને એકઠો બાંધ, હે ચપળ તરંગવતી[1] કેતકી પુષ્પોની રજનો

---

વદત્તા તદ્રુપ થઇ ગઇ છે. એટલે તે પુરૂષનેજ દેખેછે, તેથીજ તેની નીચેની અવસ્થા થઇ.

(૧૦) મલયાચલ પર્વતના વાયુથી કામદેવ ઉત્પન્ન થાયછે. માટે તે વાયુ વિરહી જનને મરણાંત દુઃખ આપનાર થઇ પડે છે.

(૧) અહીં સખીઓનાં નામ કાર્યને અનુસરીને રાખેલાંછે, કા-

ફેલાવ કર, હે સુંદરી મદનમાલિની[2] સેવાળના વીંજણાથી વાયુ ઢોળ, હે ચંચળ ચિત્રલેખા ચીત્તને ચોરી જનાર પુરૂષને ચિત્રમાં ઓળખ, હે અભિપ્રાયને જાણનારી વીલાસવતી મોતીનો ભુકો સર્વ બાજુએ છાંટ, હે પ્રીતિવાળી રાગલેખા કમલિનીનાં પત્રથી મારાં સ્તનને ઢાંક, હે રૂપવતી, કાંતિમતી હળવે હળવે આંસુનાં ટીપાંને લોહી નાંખ, હે ભગવતી નિદ્રા તમે આવો આવો અને મારા ઉપર કૃપા કરો. બીજી ઇંદ્રિઓનું શું પ્રયોજન છે બ્રહ્માએ મારાં સર્વ અંગો નેત્રમય ન કર્યાં, માટે બ્રહ્માનેજ ધીક્કાર છે, હે ભગવન પુષ્પબાણ (કામદેવ) હવે તને પ્રણામ કરૂંછું, માટે મારા અભિપ્રાયને જાણીને તે પ્રિય પુરૂષની પાછળ લાગ, રતિ ક્રિડાની ઉત્કંઠા થવાનો ઉપદેશ કરવામાં ગુરૂ [3]મલયમારૂત, જેમ તમારી ઇચ્છામાં આવે તેમ વહેવા લાગો, એવી રીતે

---

માગ્નિથી વ્યાપ્ત થયેલી સ્ત્રીને અતિ શીતળ જગ્યોમાં પણ શાંતિ થતી નથી પણ ઉલટી વૃદ્ધિ પામેછે. જેથી કોઇ વસ્તુનો આશ્રય કરવા તેને શાંતિકારક ન હતો.

(૨) પાણીને કાંઠે જે લીલો પદાર્થ જામેછે, તેને સેવાળ કહે છે. તે પાણીમાં થાયછે, માટે પાણીના કરતાં પણ તે અતિ શીતળ હોયછે તેથી તેને વાળાની પેઠે કોઇ પણ રીતથી વીંજણાની સાથે મેળવી અને તેનો વાયુ ઢોળે છે.

(૩) મલયાચળ પર્વતમાં સુગંધીદાર ચંદન થાયછે, માટે તેની તરફથી આવતો પવન પણ અતિ સુગંધીદાર અને શીતળ હોય છે, તે પવન વિરહી જનોનાં અંતઃકરણને ભેદી નાંખેછે. આ વખતે તેનાં અંતઃકરણમાં થયેલી અતિ વિરહ વેદનાથી પોતાના શરીરની પણ દરકાર છોડીને મલયાચળ પર્વતથી આવતા પવનને કહે છે.

સખી જનોની સાથે બહુ પ્રકારે ભાષણુ કરતી કરતી વાસવદત્તા મૂછિત થઈ ગઈ.

ત્યાર પછી સખી જનોના અતિ પરિશ્રમથી કરેલા શીતોપચારવડે શુદ્ધિમાં આવેલી વાસવદત્તા થોડો વખત [1]અતિ શીતળ કપુરના રસની નદીના કાંઠા ઉપર, થોડો વખત અતિ શિશિરચંદનના રસની નદીના સમીપ ભાગમાં, વળી થોડો વખત કમળોનાં વનથી વિંટાયેલ તળાવના કાંઠા ઉપર રહેલાં વૃક્ષોની શીતળ છાયામાં, થોડો વખત વાયુથી ચાલતા પત્રવાળા કેળોના બગીચામાં, થોડો વખત પુષ્પની શયામાં, થોડો વખત કમળ પત્રથી બનાવેલ બીછાનામાં આરામ લેવા લાગી. તથા તે વખતે જગતનો પ્રલય કરવા અકસ્માત્ ઉગેલા બાર સૂર્યોના સમુદાયના જેવો અતિતીવ્ર વિરહાનળથી બળતી હોય તેમ નીકળેલાં પ્રાણુવાળી, અતિ દુર્બલ શરીર વાળી, તે કુંવરી વિચાર કરવા લાગી. તે પુરુષનું મુખારવીંદ તો [2]મંદરાચળ પર્વતના મંદ મંદ ચાલવાથી ઉછળતા ક્ષિર સમુદ્રના ચંચળ તરંગના જેવાં શ્વેતહાસ્યથી અધરપલ્લવને પ્રકાશ કરનારૂં છે. તે પુરુષનાં નેત્રો [3]કર્ણ

---

(૧) આ શુદ્ધિમાં આવ્યા પછીના સર્વ શીતોપચારછે પદાર્થનો થોડો થોડો વખત અનુભવ કરવા લાગી, અને તેથી જરા વધારે શુદ્ધિ આવવાથી વીચાર કરવા લાગી.

(૨) જ્યારે દેવ અને દૈત્યોએ મંદરાચળ પર્વતરૂપી રવાઈ કરી ક્ષિરસાગરનું મથન કર્યું ત્યારે મંદરાચળ પર્વતનું થોડું થોડું ફરવું સમુદ્રમાં ચાલવું થતાં સ્વચ્છ સમુદ્રનું જળ ઉછળવા લાગ્યુ. તે જળના તરંગના જેવી સ્વચ્છ આ રાજાનાં હાસ્યની કાંતિથી તેનો લાલ અધર પલ્લવ પ્રકાશ પામી રહ્યો છે.

(૩) द्विजकुलमिवश्रुतिप्रणयी तदक्षिणयुगलम्. વેદની શ્રુતીનો પાર પામનારાં બ્રાહ્મણુનાં કુલની બરોબર,

પર્યંત વિસ્તાર પામેલાં છે. તે પુરૂષની નાસિકા જાણે સ્વાભાવિક સુગંધીવાળાં મુખની સુગંધી લેવાની ઇચ્છાથીજ મુખ પર્યંત ગઇ હોય તેવી જણાય છે, તેના દાંત કલંક રહિત છે, ચંદ્રમાના જેવા સ્વચ્છ છે, તથા અમૃતનાં ફીણના જેવા ધોળા છે; તે પુરૂષનું સ્વરૂપ અદ્‌ભૂત અને અપૂર્વ છે, જેથી કામદેવના સ્વરૂપને પણ બાજુ ઉપર મુકીદે, વળી કોઇ વખત એવું સ્વરૂપ સાંભળવામાં કે જોવામાં પણ આવેલું નથી, જે સ્થાનકમાં તે પુરૂષ નિવાસ કરે છે તે સ્થાનકને ધન્ય છે, તે દેશને પણ ધન્ય છે, ને તેનાં નામના અક્ષરોએ પણ મહાપુણ્ય કર્યાં હશે? જે આવા પુરૂષના નામમાં તેવા અક્ષરો વપરાયા એવી રીતે વારંવાર તે પુરૂષનું ચીંતવન કરવા લાગી. અને જાણે દિશાઓમાં વિદિશાઓમાં[૪] આળેખેલ હોય, આકાશમાં ખોડી રાખેલ હોય, નેત્રોમાં પ્રતિબીંબિત હોય, અથવા જાણે પાટિઆં ઉપર કોતરી સામે દેખાડેલ હોય, તેમ ચારે તરફ વાસવદત્તા સ્વપ્નમાં આવેલા પુરૂષને ત્યાં જોવા લાગી.

તે પછી વાસવદત્તાની તમાલિકા નામની દાસી[૧] સર્વ સખીઓની સાથે વિચાર કરી કંદર્પકેતુ રાજાનો અભિપ્રાય જાણવા સારૂ ત્યાંથી નીકળી અને અહીંઆં મારીજ સાથે આવીને તેણે આ ઝાડની તળે ઢાળો કર્યો છે. એમ કહી પોપટ વાત કરતો બંધ પડ્યો.

---

(૪) અગ્નિ દિશા, વાવ્ય દિશા, નૈરૂત્ય દિશા અને ઇશાન દિશાને વિદિશા કહે છે.

(૧) મૂળમાં તમાલિકા નામની સારિકા કહેલ છે. પણ આંહીઆ તેને દાસી અથવા સખી ઠરાવેલ છે તેનું કારણ કે મેનાને કાંઇ સખી સાથે મળી વિચાર કરવો સંભવતો નથી તેમ તેમને પ્રયાણાદિક મળવાનો પણ ધર્મ સંભવતો નથી, તેથી એવી કલ્પના કરી છે.

એવી રીતે થતું શુક સારીકાનું વૃતાંત સાંભળી મકરંદ આનંદમાં મગ્ન થઇ ત્યાંથી ઊઠી તમાલિકા નામની વાસવદત્તાની સખી પાસે જઈ પોતાની સર્વ હકીકત તેને જણાવી, તમાલિકાએ મકરંદનું કહેલ વૃતાંત સાંભળી, તેને પ્રણામ કરી એક પત્ર આપ્યો. તે પત્ર મકરંદ વાંચે છે.

**प्रत्यक्षदृष्ट भावाऽप्यस्थिरहृदयाहिकामिनीभवति ॥**
**स्वप्नानुभूतभावा दृढयति न प्रत्ययं युवतिः ॥**

**અર્થ.**—પતિના અંતકરણનો ખરેખરો અભિપ્રાય જાણનારી સ્ત્રીનું અંતઃકરણ પણ પતિ વિષે વેહેમ ભરેલું જણાય છે, ત્યારે આ યુવાન સ્ત્રીએ તો આપનો મહિમા કેવળ સ્વપ્નામાંજ અનુભવ કરેલો છે તેથી તેનું ચીત્ત કેમ દ્રઢ રહે, અર્થાત્ ન રહે, (મતલબ) આપ પધારી તેનો સંદેહ શાંત કરો.

એવી રીતે મકરંદે વાંચેલો પત્ર કંદર્પકેતુ રાજા સાંભળી અત્યાનંદથી જાણે અમૃત સમુદ્રમાં ડુબી ગયેલ હોય તેમ તે રાજા હળવે હળવે બેઠો થઇ પોતાના હાથ ફેલાવા આવેલી તમાલિકાને પુછવાનું શરૂ કર્યું. વાસવદત્તા શું કરે છે, મારે વિશે તેનો શું અભિપ્રાય છે, તેની કેવી સ્થિતિ છે, એ પ્રમાણે તેજ સ્થાનકે તે રાત્રી અને બીજો દીવસ રહી આવેલી દાસીથી વાસવદત્તાનું સઘળું વૃતાંત સાંભળ્યા પછી ત્યાંથી તે સર્વને સાથે લઇ રાજા (વાસવદત્તાના પિતાના નગર તરફ જવા) રવાના થયો.

તે સમયે ભગવાન સૂર્યનારાયણ પણ વાસવદત્તાનું વૃતાંત કહેવા સારૂજ આવતો હોય તેમ પૃથ્વી ઉપર ઉતર્યો. (મતલબ દિવસ અસ્ત થવાનો વખત થયો.) ત્યારે* દિવસ રૂપી કુકડાના મસ્તક ઉપર

* આ સર્વ દિનમણિનાં વિશેષણો છે.

રહેલ ગુચ્છાના આકાર જેવો, સંતાપ પામેલાં [1]ચક્રવાકનાં ટોળાંના નિશ્વાસથી જાણે મંદ તેજ થયો હોય તેવો, મંદાર[2]ના ગુચ્છની પેઠે સુશોભિત. સીંદૂરથી લેપન કરેલ ઇંદ્રના હાથી (ઐરાવત) નાં કુંભસ્થળની શોભાને ધારણ કરનાર, નૃત્યના અત્યંત વેગને લીધે શંકરની જટા જુટના બંધ શીથિલ થવાથી તેમાં ઉંચો વીંટાયેલ વાસુકી સર્પની ફેણની મણિઓ જેવાં [3]સુંદરીઓનાં કર્ણનાં આભૂષણના જેવા લાલ મંડળથી શોભતો (સૂર્યાસ્ત થતી વખતની) સંધ્યા રૂપી ગાયના કપાળમાં કરેલ રાતા ચાંડલા જેવો સુંદર, પશ્ચિમદિશા રૂપી વારાંગનાને પેહેરવા માટે લાલ મણિનાં કુંડળના જેવી કાંતિને ધારણ કરનાર, કાળ રૂપી તરવારથી કપાયેલ દિવસ રૂપી મહીષની કાંધની શોભાને ધારણ કરનાર, કાળ રૂપી કપાલિક (અઘોરી) નું મદિરાથી પુર્ણ કપાળપાત્રના સરખો; આકાશ રૂપી સ્ત્રીના કરમાયેલ પુષ્પના

---

(૧) ચક્રવાક પક્ષિઓનાં જોડાંને રાત્રીમાં વિયોગ થાય છે. જેથી સૂર્યાસ્તના સમયમાં ચક્રવાકનાં ટોળાંમાં અતિવિરહ સંતાપ થવા લાગ્યો. તે સૂર્યાસ્ત થવામાં હેતુ છે, માટે તે વખતના સૂર્યને ચક્રવાક પક્ષિઓને સંતાપ કરવાથી પાપ લાગ્યું. તેની કાંતિ કમી થઇ એમ માન્યું છે.

(૨) મંદારનો ગુચ્છ લાલ દડા જેવો હોય છે.

(૩) શંકરની જટા સર્પોથી બાંધેલી છે. જ્યારે શંકર આનંદમાં મગ્ન થઇ જોસથી નૃત્ય કરે છે, ત્યારે જટા શીથળ થઇ જાય છે, અને તેમાં વિંટાએલા સર્પો પણ બરોબર નહીં રહેતાં શિથિલ થયા, જેથી તે સર્પો ઉંચ નીચા થાય છે ત્યારે તેની ફેંણની મણીઓ પણ ઊંચી થાય છે, જેથી વધારે પ્રકાશિત લાગે છે. તે ફેંણની મણીની માફક સુંદરીઓના કાંનનાં ઠોળીયાના જેવો લાલ મંડળનો શ્રી સૂર્યનારાયણ થયો.

ગુચ્છ જેવો, પશ્ચિમ દિશા રૂપી સ્ત્રીનાં સુવર્ણના દર્પણ જેવો મનોહર, સમુદ્રના ચપળ તરંગોના વેગથી બહાર નીકળતાં પરવાળાંનાં વૃક્ષોની શોભાને ધારણ કરનાર, ભગવાન દિનમણિ (સૂર્ય) પશ્ચિમસમુદ્રમાં ડુબવા લાગ્યો

તે વખતે ચકલીઓ ધૂળમાં આળોટી એક બીજીની સાથે કલહ કરી ખેદ પામી પોતપોતાના માળામાં જવા વાસ્તે ઉડવાં લાગી, ને તેઓના કલકલાટથી ઝાડોની ટોચ ઉપર ઘોંઘાટ થવા લાગ્યો; કાગડાઓ માળામાં જવાને ઇચ્છવા લાગ્યા; કૃષ્ણાગરૂ ધુપની સુગંધીથી શયનગૃહો બેહેકી રહ્યાં; વૃદ્ધજનો દુર્વાથી છવરાઈ ગયેલા નદીના કાંઠા ઉપર બેઠેલા વિદ્વાન પુરૂષોએ આરંભ કરેલી કાવ્યની કથા પ્રેમ સહીત સાંભળવા લાગ્યા. અને ત્યારે બાળકોના થતા કોલાહલને નિવારણ કરવા ક્રોધિષ્ટ થઈ કેહેવા લાગ્યા; ગીત ગાવામાં ચંચળ ચીત્તવાળી અને સુંદર વાર્તા કહેનારી વૃદ્ધ સ્ત્રીઓએ હાથથી ચપટીઓ વગાડી બાળકોને કજીઆ કરતાં બંધ કર્યાં તેથી તેઓને સુઇ રહેવાની ઇચ્છા થઈ; કામદેવને ઉદ્દીપન કરવા માટે વેશ્યાઓએ શૃંગાર સજવા માંડયો; નાયકોની પાસે આવેલી દાસીઓનાં પરિહાસ (વક્રોક્તિ)નાં વચનો સાંભળી સંધ્યા વંદનમાંથી તેમનાં ચીત્ત ઉચક થયાં; ધીરે ધીરે વાગોળતાં હરિણનાં ટોળાં અતિ કોમળ વનનાં ઘાસ ઉપર બેઠાં; તમામ વનનાં માળાઓમાં કાગડા નીદ્રાવશ થઈ ગયા; આશ્રમમાં ઉગેલાં વૃક્ષોમાં [1]વાનરાઓ કુદવા લાગ્યા; જુનાં ઝાડોની ગુફા રૂપી ઘરમાં કુટુંબની પેઠે આચરણ કરી રહેલાં [2]ઘૂડપક્ષિઓ તેમાંથી બહાર

(૧) સાંજે એક ઝાડ ઉપરથી બીજા ઝાડ ઉપર એવી રીતે તે વાંદરાં પરસ્પર રમવા લાગ્યાં. જેથી આશ્રમો સુંદર થયાં.

(૨) ઘૂડપક્ષિઓ અંધકારમાં દેખે છે, અને દિવસમાં ગુફામાં જઇ સંતાઇ રહે છે. માટે તેને નિકળવાનો વખત થયો.

નીકળવાની ઇચ્છા કરવા લાગ્યાં; અગ્નિમાં પ્રવેશ કરી રહેલ [૩]સૂર્ય-નારાયણનાં કિરણોની શિખા દિવાના મિષથી બહાર નીકળેલી હોય તેમ શોભવા લાગી; ધનુષ્યનો ટંકારવ કરી અહર્નીશ સકળ દુનીઆમાં રહેલાં પ્રાણીમાત્રની બુદ્ધિને ચોરી જનાર કામદેવ પોતાનાં બાણનો વરસાદ વરસાવવા લાગ્યો; સુરત ક્રિડામાં યોગ્ય શૃંગારથી શોભતી અને દુતી[૪] સ્ત્રીઓના કહેવા પ્રમાણે ચાલનારી [૫]પરકીયા નાયકાઓ આભૂષણ ધારણ કરવા લાગી; ચતુર સ્ત્રીઓ પોતાના જાંગના ઉપરના ભાગમાં ઝણઝણાટ શબ્દોથી સુંદર કટીમેખળાને બાંધવા લાગી; વાર્તાનો પ્રચાર બંધ થવાથી ઉદ્યમી અનેક મનુષ્યો ઊતાવળ કરી બજારમાંથી ઘેર જવા લાગ્યાં; તે વખતે પશ્ચિમ દિશાના અધિપતિ વરુણ[૬]દેવે વિચાર્યું જે ભગવાન સૂર્યનારાયણનું આ રસ્તે આવવાનું થશે એમ ધારી જાણે ઉમદાં વસ્ત્રોથી જડેલ મણિની ભીંતોવાળી કરેલી મેહેલની રચના હોય; અથવા આકાશરૂપી તળાવમાં ઉગેલી રાતી પરવાળાંની લતા હોય; અથવા આકાશરૂપી મોહોટા મેહેલની મજ-

---

(૩) જ્યારે સૂર્યાસ્ત પામે છે, ત્યારે પોતાનું તેજ અગ્નિમાં સમર્પણ કરી જાય છે માટે સાયંકાળે થતા દિવાઓને સૂર્યનાં કિરણોરૂપ કલ્પેલા છે.

(૪) વ્યભિચાર કરાવનારી દલાલ.

(૫) परपुरुषानुरागात्परकीया=પરપુરૂષની સાથે પ્રિતિ કરનારી સ્ત્રીને પરકીયા કહે છે.

(૬) પશ્ચિમદિશાના વરૂણદેવ આધિપતી છે, તેથી જ્યારે સૂર્યનારાયણ પશ્ચિમદિશામાં અસ્ત પામે છે, ત્યારે વરૂ દેવતાએ પોતાને ઘેર આવનારા સૂર્યનારાયણની કલ્પનાથી જાણે નવીન મેહેલની શોભા કરી હોય નહી; તેવી સંધ્યા શોભે છે.

કના રંગથી રંગેલી રાતિ ધ્વજપતાકા હોય; જેમ સ્વયંવરમાં પીતાંબરને પેહેરનાર ભગવાનનો સ્વીકાર કરનારી લક્ષ્મીજી, તેમ પીળા આકાશવાળી; તારા[૭]નામની દેવીમાં પ્રીતી રાખનારી જેમ [૮]યોગિની સ્ત્રી, તેમ નક્ષત્રોમાં પ્રેમ ધરાવનારી અને લાલ કપડાંને ધારણ કરનારી સ્ત્રીઓની માફક શોભાયમાન એવી સંધ્યા પ્રત્યક્ષ દેખાઈ આવી.

જે વખતે ક્ષણ માત્રમાં જેમ રાત્રીના રંગની રચનામાં નિપુણ સંધ્યા તેમ કુશળ વેસ્યાઓએ ઉત્સાહ આપનાર [૯]ભૈરવાદિક રાગ સરૂ કરી દીધા; જેમ તુલારાશીમાં જનારા ચંદ્રમા વિના આકાશ થઈ રહ્યું, તેમ વ્યાપાર કરનારા વાણિઆઓ વગરની બજાર થઈ ગઈ; ઘટ પાંખડીઓ વાળી કમલિનીઓ સંકોચિત થઈ ગઈ; અંધકારને ફેલાવવા માટે મદદ કરવા સારૂ જાણે સામો હાથ આપતા હોય નહીં ? તેમ કમળથી ભરપૂર તળાવમાં ભમરાઓ આમ તેમ ફરવા લાગ્યા; સૂર્યના વિયોગથી પદ્મિની ખેદ પામીને જાણે ટીટોડીનાં દીન વચનથી વિલાપ કરતી હોય નહીં તેમ વ્યાકુળ થઈ; નક્ષત્રને બતાવનાર જોશીની માફક નક્ષત્રને બતાવનારો પ્રદોષ સમય થયો;

---

(૭) દશ મહાવિદ્યામાં તારા પણ એક મહાવિદ્યા છે. તે મંત્ર શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે માંતગી ભુવનેશ્વરીચબગલા ધૂમાવતી ભૈરવી તારા-છિન્નશિરોધરા ભગવતી શ્યામા રમા સુંદરી માતંગી ભુવનેશ્વરી બગલા, ધૂમાવતી ભૈરવી. તારા, છિન્ન મુસ્તા, કાળી, લક્ષ્મી, સુંદરી. તેની સિદ્ધ પુરૂષો ઉપાસના કરે છે.

(૮) યોગિની=યોગ વિદ્યાને ધારણ કરી તારા નામની દેવીની જે ઉપાસના કરે તેને યોગિની કહે છે.

(૯) કેટલાક દેશમાં રાત્રીની વખતે ભૈરવ રાગ ગવાય છે માટે આંહી ભૈરવ રાગ લખ્યો છે, તેથી આશ્ચર્ય થવા જેવું નથી.

તે વખતે શંકરના [૧]કંઠની બરોબર કાળો, ઉત્તમતારકા [૨]સુરથી પ્રકાશિત દૈત્યોનાં સૈન્યોની માફક ઘણા તારાઓથી શોભાયમાન; દુર્યોધનના મામા શકુનીના [૩]ઉલૂક નામના પુત્રે કરેલ કોલાહલને વધારનાર ભારતના રણસંગ્રામની પેઠે ઘૂડપક્ષિઓના ભયંકર શબ્દને વધારનાર, [૪]દ્રોણાચાર્યના સામર્થ્યને ખંડન કરનાર જેમ [૫]દ્રષ્ટદ્યુમ્નનું પરાક્રમ તેમ કાગડાના સામર્થ્યને કમી કરનાર; જેમ ઇંદ્રે સંચાર કરેલું નંદન વન, તેમ ઘૂડ પક્ષિઓના સંચાર વાળો; સર્વ લાકડાંને ભસ્મ કરનાર અગ્નિની માફક સર્વ દિશાઓના દેખાવને બંધ કરનાર; અતિ ઘાટા પાણાઓ વાળી પર્વતની તળેટીમાં વૃદ્ધિ પામેલ હોય તેવો: પર્વતની શિખરોમાં સુતેલા સિંહનાં પીળાં નેત્રોનાં કિરણોથી જાણે નેત્રવાળો હોય નહીં; પતંગીયાથી ભરપૂર; અગ્નિહોત્રના ધુમાડાના સમુદાયથી વૃદ્ધિ પામેલો. કામિનીઓના કેશપાશને સુગંધી આપવા માટે કરેલા

(૧) સમુદ્રને મંથન કરતી વખતે તેમાંથી નીકળેલાં ઝેરનું શંકરે પાન કર્યું છે. તે કાળું વિષ શંકરના કંઠમાં લાગેલ છે. તેથી તેના કંઠની ઊપમા અંધકારને આપી છે.

(૨) તારકાસુરથી જ્યારે દેવને અત્યંત દુઃખ થયું ત્યારે શ્રી કાર્તિકસ્વામીનો જન્મ થયો છે આ આખ્યાન કુમાર સંભવ કાવ્યમાં છે.

(૩) દુર્યોધનના મામા શકુનીનો પુત્ર ઉલૂક નામનો હતો તેણે મહાભારતના રણસંગ્રામમાં મોટો કોલાહલ મચાવ્યો હતો.

(૪) દ્રોણાચાર્ય પાંડવોને ધનુર્વિદ્યા આપનાર ગુરૂ.

(૫) દ્રુપદ રાજાને અને દ્રોણાચાર્યને વૈર હતું. તેથી દ્રુપદ રાજાએ દ્રોણાચાર્યનો નાશ કરનાર પુત્ર થાય, તેવી ઇચ્છાથી યજ્ઞ કર્યો અને તે યજ્ઞના પ્રતાપથી દ્રષ્ટદ્યુમ્ન નામનો તેને પુત્ર થયો. માટે તે દ્રષ્ટદ્યુમ્નથકી દ્રોણાચાર્યનું પરાક્રમ ઓછું થયું.

કૃષ્ણાગરના ધુપમાંથી નિકળતા ધુવાડાથી પુષ્ટ થયેલ; અતિ ઘાટા અંધકારમાં છુપાઈ ગયેલા ભમરાઓના સમૂહની પેઠે કાળા હાથીઓનાં ગંડસ્થળમાંથી ઝરતી મદઝળની ધારાના સીંચાવાથી જાણે ઉદય પામેલો હોય; વિસ્તાર પામેલ તમાલનાં વૃક્ષોની છાયામાં જાણે એકત્ર કરેલ હોય; કાજળની પેઠે કાળા સર્પના શરીરમાં જાણે છુપાઇ રહેલ હોય; રાત્રીમાં પોતાની ઇચ્છા પ્રમાણે ચાલનારી સ્ત્રીઓને ઢાંકણ રૂપ; ઘરડી વેશ્યાઓના ધોળા વાળનું ઔષધરૂપ; રાત્રીનાં બચ્ચાંરૂપ, કળીકાળનો મિત્ર, ખળપુરૂષોનાં અંતઃ કરણના મિત્રની માફક શોભાયમાન; સર્વ જગત બ્રહ્મમય છે એવા વેદાંતના સિદ્ધાંતને અનુસરી પૃથ્વી જળ તેજ વાયુ અને આકાશ આદિ સર્વ પ્રત્યક્ષ પદાર્થોને ઢંકી આપી એકાકાર કરનાર, બૌદ્ધ શાસ્ત્રની માફક પ્રત્યક્ષ પદાર્થોને ઢાંકી આપનાર; એવો અંધકાર સર્વે બાજુ તરફ ફેલાવા લાગ્યો. વળી અતિમદોન્મત્ત હાથીઓનાં ગંડસ્થળોમાં હર્ષ પામેલ (મળી ગયેલ) હોય; ઘાટા પાંદડાવાળાં [6]તમાલનાં વનમાં ફેલાયેલ હોય; ખુબ સુરત સુંદરી જનના ઘાટા કેશ પાશમાં સ્ફુરાયમાન હોય; ઇંદ્રનીલ[7] મણીનાં કિરણોની સાથે મળેલ હોય, ખાડા, કુવા, તથા પર્વતની તળેટીમાં તેમજ વનમાં અતિશય વ્યાપક; મનોહર ઇંદ્રજવ નામનાં વૃક્ષોમાં નૃત્ય કરનાર ભ્રમરોની પંક્તિમાં લાગી ગયેલ હોય, સર્વેનું ભક્ષણ કરનારા વિષને ધારણ કરનાર ભયંકર સર્પના શરીર જેવો શોભાયમાન; મદથી ભરપૂર મદોન્મત્ત હાથીઓના દાંતની કાંતિએ કરેલા તિરસ્કારથી પાંખો પડેલો; ચંદ્રોદયના સમયમાં સંકોચ

---

(૬) તમાલનાં વૃક્ષો કાળાં થાય છે, તેથી તેમાં જ્યારે અતિ ઘાટાં પાંદડાં હોય ત્યારે વધારે અંધકાર જણાય છે.

(૭) ઇંદ્રનીલમણી કાળા હોય છે તેથી તેમાં મળેલાની શંકા કરી

પામતો કમળ રૂપી હાથથી જાણે પ્રણામ કરતો હોય નહીં તેવો અંધકાર શોભવા લાગ્યો. તે વખતે સંધ્યા કાળના નૃત્યના આરંભમાં મહાદેવની જટાના વિખરાવાથી તેની અંદરની ગુફામાં રહેલી ભાગીરથી નદીના પ્રવાહના ઉછળવાથી ઉડેલા જળના ફણગા હોય; અથવા મહામેહેનતે પૃથ્વીના ભારને ધારણ કરનાર મદોન્મત્ત અને પરાક્રમી દિશાઓના હાથીઓના થાકી જવાથી નિશ્વાસ નાખવા માટે ઉંચી કરેલી શૂંઢમાંથી નિકળેલા પાણિના બીંદુ હોય, અતિ દૂર આકાશમાં ફરવાથી ખેદ પામતા સૂર્યના રથના ઘોડાના મોઢામાંથી નિકળેલા ફીણના ગુચ્છ હોય, આકાશ રૂપી મહાસરોવરમાં ઉગેલાં પુષ્પોનો સમૂહ હોય જગતની ગણત્રી કરવા સારૂ બ્રહ્માએ કાજળથી કાળાં કરેલાં હરિણનાં ચામડાંની માફક અંધારાથી શ્યામ દેખાતા આકાશમાં ચંદ્રમા રૂપી ચાકના કટકાથી સંસાર અતિ શૂન્ય છે માટે શૂન્યનાં ટપકાં કર્યાં હોય નહીં, ત્રણ લોકનો વિજય કરવાને બહાર નિકળેલા કામદેવને રતિ નામની તેની સ્ત્રીએ પોતાને હાથે વધાવીને વિખરેલા કમોદન દાણા હોય નહીં, પુષ્પ બાણવાળા કામદેવની ગોળીઓ હોય નહીં, આકાશ રૂપી સમુદ્રમાંનો ફીણનો સમુદાય હોય નહીં, કામદેવની સ્ત્રીએ આકાશ રૂપી આંગણું ચીત્રથી ચીત્રેલું હોય નહીં, આકાશની લક્ષ્મી રૂપી સ્ત્રીને પહેરવાના મોતિના હારનાં મોતિનો સમૂહ હોય નહીં, કામદેવને બાળવાને તૈયાર કરેલ ચંદ્ર રૂપી ચીતામાંથી વંટોળીઆ વાયુના વેગવડે વિખરાઇ ગયેલ કામદેવના હાડકાના કડકા હોય નહીં, અંધકારના આવવાથી ગગન રૂપી લોઢાના તવામાં કાળા અને રાતા સંધ્યા રૂપી અગ્નિથી શેકાયેલા કમોદના દાણાની ધાણીની શોભાને ધારણ કરનારા એવા તારાઓ પ્રકાશિત થવા લાગ્યા.

લાંબા [1]નિશ્વાસ મુકવાથી વ્યાકુળ અને ઉત્તમ રીતે આલિંગન કરી ચુંબન કરવામાં કુશળ એવું ચક્રવાક પક્ષિઓનું જોડું અતિ ખેદ પામવા લાગ્યું;[2] કમલિનીમાં સંચાર કરનાર અને તેના મકરંદની ઇચ્છા કરનાર સુંદર ભ્રમરોના સમૂહથી વિચિત્ર શરીરવાળું તથા જેમ કાળ પાશ સર્વનાં પ્રાણને શરીરથી ખેંચી જુદાં પાડે છે તેમ રામચંદ્રજીના [3]શાપથી આકર્ષણ થતું ચક્રવાક પક્ષીનું જોડું જુદું પડ્યું; સૂર્યના વિયોગથી ખેદ પામતી કમલિનીનાં અંતઃકરણની માફક ચક્રવાક પક્ષિઓના જોડાંના બે વિભાગ થયા; ચંદ્રમારૂપી નાયકે કુમુદિનીરૂપી નાયકા પાસે મોકલેલી દૂતીઓ હોય નહી તેવી ભમરાઓની પંક્તિ તેની આસપાસ શોભવા લાગી; અસ્ત પામે સૂર્યરૂપી પતિના શોકથી દિશારૂપી નાયકાઓ તારારૂપી મોટાં આંસુઓથી રોવા લાગી; નલિનીરૂપી નાયિકાઓ પોતાના તેજસ્વી સૂર્યરૂપી પતિના વિયોગથી નવાં અંકુરરૂપી ઠુંસા[4]ના અગ્નિથી કળીરૂપી અંતઃકરણમાં બળવા લાગી; સૂર્યનાં કિરણોથી ભસ્મ થયેલ આકાશરૂપી વનના કાજળનો સમૂહ હોય નહીં તેમ શોભાયમાન; બૌધશાસ્ત્રનું ખંડન ક-

---

(૧) दीर्घोच्छ्वासरचनाकुलं सुश्लेषवक्त्रघटनापटु सत्कविवचनमिव चक्रवाकमिथुनमतीवाखिद्यत મોટાં સમાસાંત પદની ઘટનામાં તત્પર, અને ઉત્તમ શ્લેષ વાળી કવિતાની રચનામાં ઉત્તમ કવિઓનાં વચનોની માફક.

(૨) ચક્રવાક પક્ષિઓનાં જોડાંને રાત્રીમાં વિયોગ થાય છે.

(૩) જ્યારે સીતાજીના વિયોગના દુઃખમાં મગ્ન થયેલા રામચંદ્રજીએ રાત્રીમાં અતિ મદોન્મત તે પક્ષિઓને જોઇને તેનો રાત્રીમાં વિરહ રહો તેવો શ્રાપ આપ્યો છે.

(૪) ઠુંસાનો અગ્નિ અતિ તીક્ષ્ણ થાય છે જેથી અંકુરને તેવું રૂપક બતાવ્યું છે.

-રનાર જેમ શ્રુતિનું વચન તેમ દિશાઓના અને આકાશના દેખાવને નાશ કરનાર; સમુદ્રના પ્રવાહની સાથે મળેલ કાળો રંગ હોય નહી તેમ શોભતો, અંધકાર સર્વ બાજુએ ફેલાયો.

ક્ષણમાત્રમાં રાત્રીરૂપી રાજાની કુંવરીના દડારૂપ, કામદેવની સેનાના દર્પણરૂપ, ઉદયાચળ પર્વતમાંર હેલ કોમળ મંદાર પુષ્પના ગુચ્છની આકૃતીને ધારણ કરનાર, પૂર્વ દિશારૂપી નાયિકાના કપાળમાં કરેલ કુંકુમના ચાંડલાની પેઠે ગોળ આકૃતી વાળો, જાણે આકાશની લક્ષ્મીરૂપી સ્ત્રીનું સોનાનું કુંડળ હોય, દેવતાની સુંદરીઓના શણગારે સજનારી સ્ત્રીઓના હાથમાંથી પડી ગયેલ અળતાનો પીંડો હોય, આકાશરૂપી મેહેલમાં મુકેલો સુવર્ણનો કલશ હોય, ત્રિભુવનનો વિજય કરવાને નિકળેલ કામદેવના પ્રયાણમાં પ્રથમ સ્થાપન કરેલ સુવર્ણનો કલશ હોય, કામદેવનાં બાણ રાખવા માટે સોનાના ભાથાના મોઢાની શોભાને ચોરી જનાર, ઉદયાચળ પર્વતની રોચના અગ્રભાગમાં ઉગેલ કરેણનાં પુષ્પોની શોભાને ધારણ કરનાર, જાણે રાત્રી રૂપી સ્ત્રીનું કુંકુમથી ભરેલ પૂર્ણપાત્ર હોય, રાત્રીરૂપી નાયિકાનું રક્તચંદનથી લેપ કરેલ એક સ્તનકલશ હોય, હરી (ભગવાન) ને રહેવાનું સ્થાનક ક્ષિર સમુદ્ર તેમ હરિણ (મૃગલાં) ને રહેવાનું સ્થાન. [1]કલંકવાળો, જેમ તારા નામની સુંદરીનો અધિપતિ સુગ્રીવ, તેમ નક્ષત્રનો અધિપતિ, જેમ અનુરક્ત રાજકીય મંડળવાળો શ્રેષ્ઠ રાજા તેમ રાતા પરિધિવાળો, ઉદયના સમયમાં લાલ મંડળથી પ્રકાશિત એવો ચંદ્રમા ઉદય પામ્યો.

ત્યાર પછી સ્ત્રીના હૃદયમાં લાગી રહેલ હોય, તથા જાણે ચ-

(૧) राम इव लक्ष्मणान्वितः–જેમ લક્ષ્મણજીએ સહિત રામચંદ્ર તેમ કલંકવાળો.

કારની સ્ત્રીના નેત્રરૂપી પુટથી પીવાયેલ હોય, અગર રાતા કુમુદ પુષ્પના ડોડવામાં છુપાઈ રહેલ હોય તેમ રાત્રીની શરૂઆતમાંનો રંગ લક્ષણ પામ્યો.

પછી જાણે રાત્રી રૂપી વજની સ્ત્રીએ તાજાં માંખણથી બનાવેલ સાથિયો હોય નહીં ? અથવા કામદેવના મોઢાના ફોટાઆફનો તખતો હોય; કામદેવનું ધોળું છત્ર હોય ! આકાશરૂપી તરવારનું રક્ષણ કરવા માટે દાંતની ઢાલ હોય; મદનરૂપી મહારાજાધિરાજનો ધોળો ચમ્મર હોય; રાત્રીરૂપી યમુનાં નદીનો શ્વેત રેતીનો કિનારો હોય; આકાશરૂપી મહા તપસ્વીને પૂજા કરવાનું સ્ફટિકનું લિંગ હોય; કાળરૂપી સર્પનું મોટું ઇંડું હોય; આકાશરૂપી સમુદ્રનો શંખ હોય; કામશત્રુ શંકરે બાળી નાખેલા કામદેવને રહેવાનું ઘર હોય; સંકલ્પ માત્રમાં ઉત્પન્ન થનાર કામની કલંકરૂપી અંગારાવાળી કાળી ચીતા હોય; આકાશરૂપી મહા સમુદ્રનો ફીણનો ઢગલો હોય; ધાતુને બતાવનાર કાળરૂપી કીમીયાગરે બનાવેલ પારાનો ગોળો હોય; દુર્વાનાં પુંખડાથી છરાયેલ મોઢાવાળો રૂપાનો કલશ હોય; કામદેવના રથના પૈડાની પેઠે સુંદર આકાશરૂપી મેહેલનું ધોળું કબુતર હોય; ઉદયાચળ પર્વતનો સુંદર મુગુટમણી; સિંદુર લોહી નાંખ્યા પછી ઇંદ્રના હાથી ઐરાવતનું સુંદર શ્વેત કુંભસ્થળ જેવો, આકાશરૂપી ક્ષેત્રમાં સુંદર તારારૂપી ધોળા ધઊંની રક્ષા કરવાને એક બાજુએ ખોડેલ ભાંગેલા શીંગડાવાળો જુનો ગાયના મોઢાનો કટકો હોય તેવો; ચંદનના પીંડા જેવો શ્વેત; જાણે દેવતાની સ્ત્રીના હાથમાંથી પડેલું રૂપાનું પાત્ર હોય તેવો. વિયોગરૂપી અગ્નિને વધારનાર; સ્ફટિકના વીંઝણારૂપ; કામદેવનાં બાણ સજવા માટે ધોળી સરણરૂપ; એવો સુંદર ચંદ્રમા પ્રકાશ પામ્યો.

તે સમયે અભિસારિકા[1] સ્ત્રીઓ પ્રિય નાયક પાસે દૂતીઓને

---

(૧) रतार्थिनीतुयायातिसंकेतंसाभिसारिका । જે નાયિકા સુરત

કિાની ઈચ્છાથી નાયકનો મેલાપ કરવાસારૂ નિમેલા વખતમાં સંકે-
તિત સ્થળમાં જાયછે તેને અભિસારિકા સ્ત્રી કહે છે. તે અભિસારિ-
મોકલેછે અને તે [2]દૂતીઓ દ્વિઅર્થી, ઇર્ષ્યા સહિત પ્રપંચી અને કા-
મદેવના વિકારવાળાં નીચે પ્રમાણે જુદી જુદી રીતથી વાક્યો નાય-
કોને કહેવા લાગી.

પેહેલી દૂતિ—(૧) હે નાયક[1] જેમ કામમંજરી નામની ના-
યિકાએ વસુપાલિત નામના નાયકને વશ કરી તેના સર્વ ધનનું હરણ
કરીને પછી તેનો તિરસ્કાર કર્યો, તેમ તમારા પણ દ્રવ્ય વિગેરે ત-
મામ પદાર્થોને પોતાને કબજે કરી લંગોટી પહેરતા કર્યા તો પણ
હજી સુધી પોતાના ખરા સ્વરૂપને જાણતા નથી. અથવા (૨) જેવી

---

કાના બે ભેદછે, એક શુક્લાભિસારિકા અને બીજી કૃષ્ણાભિસારિકા
ચંદ્રોદય થયા પછી તેની ચંદ્રીકાના પ્રકાશમાં જે સુંદરી શ્વેત વસ્ત્ર
ધારણ કરી પ્રિયને મળવાની ઈચ્છાથી સંકેત સ્થાનમાં જાય છે તેને
શુક્લાભિસારિકા । કહેછે. આ પરકીયા નાયકાનો ભેદછે.

(૨) એક બીજાની વિરહ વેદનાનું વૃત્તાંત કહી નાયકા અને
નાયકનો પરસ્પર પ્રેમ વધારી બન્નેનો સંયોગ કરવામાં ચતુર સ્ત્રીને
દુતિ કહે છે.

(૧) अवस्त्रीकृतमात्मानं नाऽलयासितत्वतः આ એક વાક્યના
તેર અર્થ થાયછે. તે એવી ખુબીથી કે જેના અક્ષર અક્ષર પ્રત્યે
શ્લેષ રચનાથી જુદા જુદા અર્થ થાયછે. अवस्त्रीकृतं વસ્ત્ર વિના ક-
રેલા आत्मानं પોતાના तत्वतः ખરા સ્વરૂપને नाकलयासि નથી જા-
ણતા. અહીં આ ઊપમાના ખરા અર્થનું સ્વરૂપ ઘટતું નથી જેથી
ટીકામાં દર્શાવેલ દૃષ્ટાંતનો સમાવેશ કર્યો છે.

રીતે [२]કામમંજરીથી પોતાને બચાવવા કોશીશ કરતાં છતાં મહર્ષી મરિચિનો શિષ્ય પોતાની તપશ્ચર્યાદિક સ્થિતિથી ચલિત થયો, તેમ તમે પણ સ્ત્રીઓનાં ચરિત્રને ખરી રીતે જાણતા નથી માટે તમારે પણ તેવીજ રીતે ભમવું પડશે, જેથી બીજી નાયિકાઓથી તમારા શરીરનું રક્ષણ કરો. ( કુટિલ સ્ત્રીમાં લંપટ થયો છે તેવું જાણી દુતી કહેછે ) (૩) જેમ [३]ભમરાઓને સેવવાથી ટીડ્ડું પણ ભમરો થઇ જાય છે તેમ તમે પણ નીચ સ્ત્રીઓના સંગથી નીચ સ્ત્રીના જેવા સ્વભાવના થયાછો, આ પ્રમાણે બીજાં સર્વ મનુષ્યો પણ તમારાં ચરિત્ર જાણે છે તોપણ તમે હજી ખરેખર તમારા આત્માને જાણતા નથી. અગર (૪) તમે [४]તો અન્ય નાયિકાને કહો છો જે હે પ્રિયે તું જ મારી પ્રાયાછે તું શિવાય અન્ય નથી એવી રીતે સોગનરૂપી પાશથી તેની સાથે બંધાઇને તમે નીચ સ્ત્રીઓને આધીન થઈ ગયાછો, માટે તમને તો તમારા શરીરનું ભાનજ નથી પણ મારી સખી તો તમારી ઇચ્છા કરી તમને કુલટા સ્ત્રીના પાશથી મુકાવા ચાહેછે. અથવા (૫) જેમ [५]અન્ય સ્ત્રીઓની સાથે સોગનરૂપી પાશથી બંધાયા છો તેમ

---

(૨) स्त्रीकृतं સ્ત્રીઓનાં ચરિત્રને तत्त्वतः યથાર્થ नाकलयसि નથી જાણતા જેથી आत्मानं પોતાના શરીરને अव બચાવો.

(૩) अवस्त्रीकृतं પોતાની રક્ષા કરી અન્યનો નાશ કરનારી સ્ત્રીના જેવા સ્વભાવના તમે થયેલાછો તો પણ तत्त्वतः યથાર્થ आत्मानं પોતાના સ્વરૂપને नाकलयसि નથી જાણતા.

(૪) सितत्त्वतो સોગનરૂપી પાશથી બંધાયેલા તમે अवस्त्रीकृतं નીચ સ્ત્રીઓને આધીન થયેલા आत्मानं પોતાના શરીરને नाकलय નથી જાણતા ને ?

(૫) नाकलय સુખને આપનાર જે વિલાસ તે રહિત તમો હતા

મારી પ્રિય સખીની પાસે પણ સોગનરૂપી પાશથી બંધાયા હશો. તો પણ હાલ તો અન્ય સ્ત્રીઓની સાથેજ વિહાર કરોછો ? અર્થાત્ મારી પ્રિય સખી સાથે વૈભવ ભોગવી સંતોષ પામો. અથવા (૬) સૌંદર્યની[૬] લક્ષ્મી ( શોભા ) થી પરિપૂર્ણ શરીરને પણ :શું તમે જાણુતા નથીજ જો જાણુતા હત તો મારી પ્રિય સખીને છોડી અન્ય નાયિકાઓમાં કેમ આસક્ત થાઓ. પણ અન્ય યુવતીએ તમને પ્રેમ પાશથી બાંધેલ છે તેથી શી રીતે તમે તમારાં શરીરને છોડાવી શકો, જરૂર તે સુંદરીઓ તમને ધનાદિકથી સંતોષ પમાડતી હશે. અથવા (૭) [૭]સુરતક્રિડામાં થતા વિવિધ પ્રકારના રતિગંધમાં ચતુર અન્ય સ્ત્રીઓમાં બંધાઈ રહેવાથી તમે પોતાના સ્વરૂપને પણ સંભાળવા સમર્થ રહ્યા નથી. જેમ આકાશનું આલીંગન વ્યર્થ છે તેમ અન્ય સ્ત્રીઓનો સંબંધ પણ વ્યર્થજ છે, તોપણ હજી ચેતતા નથી.

---

ત્ત્તો એ કારણ માટે સિતઃ સોગનરૂપી પાસથી મારી સખીની સાથે અને અન્ય સ્ત્રીઓની સાથે બંધાણાછો તો પણ સ્ત્રીકૃતમ્ સ્ત્રીઓને સ્વાધીન થયેલા આત્માનં પોતાના શરીરને અત્ર પ્રસન્ન કરોને ? અર્થાત્ મારી સખીની સાથે વિલાસ સુખ ભોગવી સંતોષ પામો.

(૬) અવસ્ત્રીકૃતં, અ વિષ્ણુનું વ વૃક્ષસ્થળમાં સ્ત્રી લક્ષ્મીથી કૃતં પરિપૂર્ણ આત્માનં શરીરને તત્વતઃ ખરેખર નાકલયસિ જાણુતા નથી ? અર્થાત્ સ્વરૂપવાળા શરીરને તમે જાણુતા નથી જો જાણુતા હત તો મારી પ્રિય સખીનો ત્યાગ કરત નહીં.

(૭) સિતસ્રતઃ સુરત-વિહારમાં બંધ વિશેષથી બંધાયેલા છે માટે સ્ત્રીકૃતં સ્ત્રીઓને આધીન થયેલા આત્માનં સ્વસ્વરૂપને અવરક્ષા કરો જેથી નાકલય અવકાશના આલિંગનની માફક અન્ય સ્ત્રીઓનો સંબંધ વ્યર્થ છે.

અથવા (૮) (જે નાયિકાના પાશમાં બંધાયા છો તે તમને આવી રીતે કહે છે) જેમ[૮] પતિવ્રતા સ્ત્રી પોતાના પતિ શીવાય અન્યની ઇચ્છા કરતી નથી તેમ અમે પરકીયા[૯] પણ વિચક્ષણ નાયકનીજ સેવા કરીએ છીએ, માટે તમારા જેવા નિપુણ નાયક શિવાય અન્યની હું સ્ત્રી[૧૦] નથી. એ પ્રકારે શ્રવણને મનોહર અને મધુર ખોટાં ભાષણોથી મોહ પામેલ તમારા આત્માનું રક્ષણ કરો. સત્યભાષણ કરવાથી તેજની વૃદ્ધિ થાય છે જેથી મારી સખી પાસે કરેલા સોગન પાળો. અથવા[૧૧] (૯) જળ ક્રિડા[૧૨] કરવાથી કે દેવતાની પેઠે વિહાર કરવાથી હાલ સૌંદર્ય વિનાનું તમારૂં શરીર થઈ ગયું છે તેને

(૮) स्वपुरुषानुरागा स्वीया. પોતાના પતિ ઉપરજ પ્રેમ ધરાવનારી સ્ત્રીને સ્વીયા (પતિવ્રતા) કહે છે.

(૯) परपुरुषानुरागा परकीया, પર પુરૂષની સાથે પ્રીતિ કરનારી સ્ત્રીને પરકીયા કહે છે.

(૧૦) હે कलयसित, क સુખ लय વિલાસ सित બંધાયેલ, હે સુખકારી વિલાસથી બંધાયેલ त्वत्तः તમારાથી અન્યની સ્ત્રી નથી, જેવી રીતે પતિવ્રતા સ્ત્રી ના પોતાના પતિની સેવા કરે છે તેમ અમે પરકીયા નાયકા પણ નીપુણ જનની સેવા કરીએ છીએ તે વ્યંગ છે. જેથી कृत्तं મીથ્યા ભાષણથી નાશ પામતા आत्मानं પોતાના સ્વરૂપને अव રક્ષા કરો. અર્થાત્ મારી સખી પાસે કરેલા સોગન પાળો.

(૧૧) क જળમાં लयः વિલાસ કરનાર (અથવા) नाके સ્વર્ગને વિષે लय વિલાસ કરનાર. અર્થાત્ જળ ક્રિડા કરનાર અને દેવતાની પેઠે નિરંતર રતિક્રીડામાં કુશળ તમે अनत्सीकृत्तं લક્ષમી વગરના आत्मानं=પોતાના સ્વરૂપને જાણતા નથી

(૧૨) જળમાં વધારે વિહાર કરવાથી શરીર કૃષ્ણ વર્ણનું થઈ

તમે જાણતા નથી ? પ્રથમ ધનાદિક વિવિધ પદાર્થમાં લોભાવી મારી સખી એજ તમને વધાર્યા, તેજ તમે મારી સખીને દુઃખ પમાડો છો માટે જરૂર તમને તમારી દરીદ્ર અવસ્થા વિસરી ગઈ છે; નહીંતર એમ ન થાય. અથવા (૧૦) [૧૩]જેમ સ્વભાવથીજ જળનું વહેવું નીચ પ્રદેશમાં થાયછે તેમ કુટિલા સ્ત્રીઓના પણ નીચ વિચાર હોયછે માટે તે સ્ત્રીઓમાં પરવશ થઈ ગયેલા તમે તમારા આત્માનું રક્ષણ કરો. અથવા (૧૧) [૧૪]જેમ કૃષ્ણે સર્વ સ્ત્રીઓની સાથે સાધારણ રીતે આત્માનું સમર્પણ કરી પોતાનું શરીર સંભાળ્યું નહીં, તેમ તમે પણ અન્ય નાયિકાઓની સાથે વ્યવહાર રાખોછો તેવીજ રીતે મારી પ્રિય સખીની સાથે સાધારણ વ્યવહાર રાખવો જોઇએ. અથવા (૧૨) [૧૫]તમે અતિ સૌંદર્યવાળા છતાં કુરૂપ પુરૂષની પેઠે હલકી સ્ત્રીઓમાં લુબ્ધ થઈ તમારા શરીરને જાળવી શકતા નથી, અર્થાત્ તમારા

---

જાય છે, તેમજ અતિશયરતિ વિલાસ કરવાથી વીર્યની હાની થાય છે, ને તેથી શરીર નિસ્તેજ થઈ જાય છે.

(૧૩) કજળનું લય વેહેવું સ્વભાવથી નીચ પ્રદેશમાં થાય છે તે પ્રસિદ્ધ છે, તેમ કુટિલ સ્ત્રીઓના પણ નીચ વિચાર હોય છે માટે સ્ત્રીકૃતં સ્ત્રીઓએ વશ કરેલ આત્માનં પોતાના શરીરનું અત્ર ક્ષણ કરો.

(૧૪) અ=કૃષ્ણે જેમ સ્ત્રીકૃતં સ્ત્રીઓને સમર્પણ કરેલ આત્માનં આત્માને જાણ્યો નહીં તેમ તમે પણ સાધારણ રીતે જેમ અન્ય સ્ત્રીઓ સાથે વિહાર કરો છો તેમ મારી પ્રીય સખીની સાથે પણ વિહાર કરો.

(૧૫) સિતત્વતઃ તમારા શરીરની કંતિ ગોરછે તો પણ અ કૃષ્ણની માફક સ્ત્રીકૃતમ્ સ્ત્રીઓને વશ થયેલ આત્માનં પોતાના શરીરને નાકલય નથી જાણતા.

કરતાં તે સ્ત્રીઓની કાંતિ સારી નથી તો પણ તેમાં તમે કેમ આસક્ત થઈ ગયાછો. અથવા (૧૩) [૧૬]ઇંદ્ર જેમ અન્ય સ્ત્રીઓમાં પરાધીન થયા છતાં પોતાના આત્માને યશની ખાતર બચાવે છે, તેમ તમે પણ તમારા આત્માને યશની ખાતરજ બચાવો તો વધારે સારૂં.

સુખના નાશ કરનાર તમે પથ્થરના જેવા કઠિન હૃદયના જણાઓછો, પથ્થર જાતિમાં પણ આકર્ષક, ચુંબક, દ્રાવક, ભ્રામક, નામના પથ્થરો થાયછે તેમાં પહેલા ત્રણ જાતના ઉત્તમછે તે માંહેના પથ્થર જેવું પણ તમારૂં હૃદય નથી, પણ ભ્રામક નામના પથ્થરની ઉપમાને લાયકછે કેમજે આકર્ષક પથ્થરનો સંબંધ થતાં જડેલા લોઢાનું વાણ તે પથ્થર તરફ આકર્ષણ થાયછે. ચુંબક જાતના પથ્થરના સંબંધથી લોઢું તેની તરફ ધસડાઈ ચોટતું આવેછે દ્રાવક જાતના પથ્થરના સંબંધથી લોઢું ગળી જાયછે, અને ભ્રામક જાતના પથ્થરથી લોઢું ચારે તરફ ભમ્યા કરેછે. તે દરેક જાતની ઉપમા પુરૂષને લાગુ પડેછે. જે પુરૂષ કળા કૌશલ્યથી સ્ત્રીના મનનું આકર્ષણ કરેછે તેને આકર્ષક પુરૂપ કહેછે. જે પુરૂષ રતિના કૌશલ્યથી સ્ત્રીનું ચુંબન કરી પોતામાં જોડી દેછે, તેને ચુંબક પુરૂપ કહેછે. જે પુરૂપ ઔષધીના આધારથી અગર કુચમર્દનાદિ વ્યાપારથી છકેલી સ્ત્રીઓને પણ રસરૂપ કરી આપેછે તેને દ્રાવક પુરૂષ કહેછે. જે પુરૂષ અન્ય સ્ત્રીઓમાં આસક્ત થઇ પોતાની સ્ત્રીને ભમાવેછે, તેને ભ્રામક પુરૂષ કહે છે. ઉપલી ત્રણ જાતિના પુરૂપમાં તો તમે એકેમાં આવી શકતા નથી, પણ તમારી પ્રિયા જે મારી વહાલી સખી તેને ભમાવવાથી તમે

---

(૧૬) ય-યશની ખાતર નાક સ્વર્ગમાં રહેનાર લ-ઇંદ્ર જેમ સ્ત્રીકૃત્ત સ્ત્રીઓમાં લંપટ થયેલ આત્માનં પોતાના શરીરને બચાવે છે તેમ તમે યશની ખાતર તમારા આત્માનું રક્ષણ કરો.

ભ્રામક જાતના પુરૂષ જણાઓ છો. અથવા તમે [1]શત્રુના મસ્તકનો સંહાર કરનારાછો, ધનુષ્યનું આકર્ષણ કરવાની રીતિમાં પ્રવીણ છો શત્રુના સૈન્યમાં પ્રવેશ કરવામાં તમે અતિ શ્રેષ્ઠ છો. તેમજ અશ્વાદિક વાહન ફેરવવામાં તમે અતિ ચતુર છો, અથવા તરવારને ફેરવવામાં કુશળછો, અને તમે મનોહર સૌંદર્યવાળાછો, તમારૂં હૃદય પાષાણની પેઠે કઠિન નથી મતલબ કે તમારૂં હૃદય કોમળછે. જેથી અમારા કહેવાની અસર તમારા ઉપર જલદી થશે, માટે અમે તમને પ્રાર્થના કરીએ છીએ તે સ્વીકારી અમારો ગુનો માફ કરશો. અથવા જેમ કામદેવ આકર્ષક ચુંબક અને દ્રાવક બાણથી જગતનો વિજય કરે છે તેમ અદ્વિતીય સૌંદર્યવાળા તમે સ્ત્રીઓનાં ચિત્તનું હરણ કરો છો, પણ પથ્થરની પેઠે કઠોર હૃદયના તમે નથી, તેથી અમારા અપરાધ ક્ષમા કરશો. જેમ [2]કોઇ નદી અથવા નાની ખાડી ઉપર ઊતારૂ લો-

---

(૧) ક=શત્રુના મસ્તકનો અંત=સંહાર કરનાર છો. आकर्षक ધનુષ્યના આકર્ષણ કરવામાં પ્રવીણ તેમજ चुंबक પર સૈન્યમાં પ્રવેશની રીતીને જાણનાર અને द्रावक શત્રુના સૈન્યમાં ભંગાણ પડાવનાર જે પુરૂષોછે તેમાં તમે एकः સર્વોત્તમ છો. भ्रामकः ઘોડા આદિ વાહનને ફેરવનાર છો. प्रस्तरइव પથ્થરની માફક नक्रूरोसि કઠીન-હૃદયના નથી અર્થાત્ કોમળ અંતઃકરણના છો.

(૨) धर्मार्थं=ધર્મની ખાતર. अन्येन કોઇ રાજાએ અથવા ગ્રહસ્થે प्रयुक्त પ્રેરણા કરાયેલો. क्षेपणिक=વાહાણને હાંકનાર. इव-જેમ मुधा-ફોગટ. वाहिततर वारिः-પાણિને પેલે કાંઠે ઉતારી લઇ જાયછે, તેમ ધર્મને માટે અથવા અન્ય કારણ સારૂ કોઇએ प्रयुक्त પ્રેરણા કરાયેલા તમે मुधा વ્યર્થ वाहित्त तरवारिः તરવારને ચલાવી શત્રુનો क्षेपणिक સંહાર કરનાર છો.

કોને હરકત પડવાથી ધાર્મીક રાજાએ અથવા ગ્રહસ્થે રાખેલા વાહાણને નાખવા નૂરીનાં ઉતારેછે, તેમ તમારે પણ ધર્મને માટે અગર કાંઇ કારણ શીવાય જે શત્રુઓ ઉત્પન્ન થયા છે, તે શત્રુઓનાં હથીઆરોનો તરવારથી નાશ કરવાને તમે સમર્થ જણાઓ છો. અથવા ધર્મ [3]અર્થ કામ, મોક્ષ એ ચાર અર્થમાંથી જે પેહેલાં બે અર્થ તેથી અન્ય જે કામ તેમાં પ્રવૃત્ત થવાથી તમે જુગટામાં વધારે પ્રીતિવાન જણાઓછો માટે તેથી ખરાબ થાઓછો, પણ જો મારી સખીનો સ્વીકાર કરો તો કુફંદથી છુટો. એટલું કહેતાં પણ તે નાયક કાંઇ પણ બોલતો નથી, ત્યારે ફરીને પુછેછે. હે સખે [4]કાંતો સુરત સંગ્રામમાં ખંડન પામેલી ( સંતોષ નહીં થયેલું ) કોઇ પણ નાયકાનું તમે હૃદયમાં ચીંતવન કરો કે જેથી તમારો ચેહેરો શોકાતુર જણાય છે. અગર તમે તુચ્છ [5]વ્યવહારથી કુલટા સ્રીઓરૂપી શત્રુમાં આનંદ

---

(૩) धर्मार्थ मन्येन ચાર અર્થમાં ધર્મ અને અર્થથી અન્ય જે કામદેવ તેણે પ્રેરણા કરાયેલ તમે कितव જુગટાખોર જણાઓછો.

(૪) सखे હે સખે दमिव સુરત સંગ્રામમાં ખંડન પામેલ दुर्लभं અલભ્ય જનને તમે मनसा મનમાં चिंतयसि ચિંતવન કરો છો શું.

(૫) सत्वसार चरित હલકો વ્યવહાર કરનારા રિપુ શત્રુરૂપ જે मंदलाग: કુલટા સ્રીઓ તેમાં रक्त: પ્રસન્ન થઇ निर्वृत्यातिष्ठति સંતોષ રાખી રહ્યાછો. અથવા रिपुमंडलाग्रत: શત્રુના મંડળની આગળ કુટિલ સ્રીઓમાં લંપટ થઇ રહ્યાછો. सत्वसार चारित: શૃંગાર રસના સત્વ ગુણમાં ઉત્તમ ચરિત્રવાળા તમે रिपुमंडलाग्रत: સપત્નીઓના સમૂહની આગળ निर्वृति અન્ય પુરૂષની ઇચ્છારહિત મારી સખી પાસે [illegible] પધારી तिष्ठति રહેછે. જેમ પ્રથમ અન્ય સ્રીઓ છતાં મારી પ્રિય સખીની સાથે વિહાર કરતા તેમ હાલ પણ વિલાસ કરશો.

પામી રહેલાછો.: વળી શત્રુઓના જાણતા છતાં વેશ્યાને રાખી બેઠાછો. વળી તમે શૃંગાર રસમાં સત્વગુણીછો, પેહેલાં અન્ય સ્ત્રીઓ છતાં પતિવ્રતા મારી પ્રિય સખીની સાથે તમે વીલાસ કરતા, તેમજ અન્ય સ્ત્રીઓનો તિરસ્કાર કરી હાલ પણ મારી સખીની સાથે વિહાર કરશો એવી મારી પ્રાર્થનાછે.

બીજી દુતી—[1]તમે લક્ષ્મીવાન અને તેજસ્વી છો, તમે શત્રુઓના ઉત્તમ મોતિના હારો તથા હાથીઓને લડાઇમાં વિજય મેળવી ખેંચી લાવો એવા છો, તેમજ તમે અતિ[2]વિલયી છો, તેથી સુરત સંગ્રામમાં મુક્તાહારનું તથા કેશનું આકર્ષણ કરો છો.

ત્રીજી દુતિ—જે પુરૂષ [1]ઉત્તમ તરવારને ધારણ કરી શત્રુની સાથે ક્લેશ કરી સમય વિનાની તૈયારી કરે છે, તે પુરૂષ મોટી આપત્તિમાં આવી પડે છે. અથવા સુરત[2]સંગ્રામમાં તમે જાંઘ હાથ કેશ આ—

---

(૧) स खलुवीरः— તે તમે સુરવીર છે यः જે प्रतिपक्षस्य શત્રુઓના संप्रहारतः પ્રહાર થતાં પણ શત્રુઓના कुंजरान् હાથીઓને અને મોતિના હારોને લડાઇમાં नयति ખેંચી લાવે છે,

(૨) वीरः—કામદેવનો ઘણો પ્રચાર કરનાર. सम्प्रहारतः ઉત્કૃષ્ટ સુરત સંગ્રામમાં ઉમદા મોતિના હાર અને कुंजरान् કેશોનું नयति આકર્ષણ કરો છો.

(૧) धृत=ધારણ કરેલ છે. दृढ—મહાન. करवाल તરવારનો. संचय=સમુહ જેણે એવો કોઇ पर कांड एव, એકદમ શત્રુઓની સાથે संपतन् તૈયારી કરે છે તે विग्रहेण ક્લેશથી महापदं મોટી આપત્તિને लभते પામે છે.

(૨) धृत ધારણ કરેલ છે ऊरू જાંઘ कर હાથ वाल કેશનો.

દિનો આધાર લઈ એકદમ શૃંગારરસમાં લુબ્ધ થઈ વિલાસનો વૈભવ ભોગવી મોટી પદવીને પામો છો.

ચોથી દૂતિ—તમેં સર્વ[1]પ્રાણિ માત્રને અનુકુળ છો; પણ મારી સખી વિના રજોગુણના વૈભવમાં શોભતા નથી. મતલબ કે તમેં સર્વ પ્રાણિઓને સુખ કર્ત્તા છો ત્યારે મારી સખીને દુઃખ આપો તેમાં તમારી આબરૂને ઝાંખ લાગે છે

પાંચમી—હે શઠ[2]ઉપરથી હું શાંત છું એવો ડોળ બતાવનારા તમે છો, અને મારી સખી તો શરદ રતુનાં વાદળાંના જેવી સ્વચ્છ અંતઃકરણ વાળી છે, તમારૂં હિત કરનારી છે, ઊમદા વિચારવાળી છે, અને ઊત્સાહી પુરૂષોના માન જાળવવામાં નિપુણ છે, એવી જે મારી સખી તેના ઉપર તમારી પ્રીતિ છે તોપણ અંતઃકરણમાં બીજી કોઇથી

---

સંચય સમૂદાય જેણે એવા તમે परमकांड एव, એકદમ શૃંગાર રસમાં લુબ્ધ થઈ संवतन्‌ વૈભવ ભોગવે છે તે महापदं મોટી પદવીને ऋच्छसे પ્રાપ્ત થાય છે.

(૧) नरहितः—મનુષ્યને હિતકારક તમે राजसे રજો ગુણ વિકારમાં रहित મારિ સખી રહિત न राजसे નથી શોભતા.

(૨) विशारद विगता शारदा સરસ્વતી यस्य, અર્થાત્ હે શઠ क्षमा तीलक બહારથી શાંતિને બતાવનાર છો અને મારી પ્રીય સખી તો विशदाभ्रविशदा શરદ રતુનાં વાદળાંના જેવી સ્વચ્છ અંતઃકરણવાળી विशदात्मनीनमहिमा પોતાનું શુભ ઇચ્છનારી माहिमानरक्षणक्षमा ઊત્સાહી પુરૂષોનાં માન રક્ષણમાં સમર્થ છે એવી મારી સખી ઉપર તમારી પ્રીતી છે તોપણ अधीरता અંતઃકરણમાં કોઇથી ભય હોય તેમ જણાય છે. तववचसि=તમારા વચનમાં રહેલી अभूतता=અસત્યતા. भूतता=પૃથ્વીમાં પ્રખ્યાત છે.

સય પામતા હો તેમ જણાય છે, જેથી તમારૂં અસત્ય સર્વ પૃથ્વી ઉપર જણાયું છે. અથવા[1] હે ચતુર તમે માની અને સત્ય પાળનારા પુરૂષોનું માન જાળવવામાં સમર્થ છો. હે ધીર તેવીજ તમારા મનની સ્થીરતા, અને વચન વિષે સત્યતા, પૃથ્વીમાં પ્રખ્યાત પામેલ છે. તેમજ શરદ ૠતુના જેવી સ્વચ્છ અંતઃકરણવાળી અને તમારે માટે પોતાના શરીરને પણ નહીં ગણનારી મારી સખી છે; અને તમે સૂર્યના જેવા તેજસ્વી છો; જેથી મારી સખીનો સ્વીકાર કરો; કેમજે તમે બન્ને લાયક છો.

છઠી—જેણે પોતા[2]ની સુંદરતાથી લક્ષ્મીનો પણ તિરસ્કાર કર્યો છે, મતલબ જે લક્ષ્મીથી પણ અતિ સુંદર છે; ત્યારે બીજી સ્ત્રીઓનું સૌંદર્ય તો તેની પાસે શા હિશાબમાં હોય ? અને જેના મંદ હાસ્યથી

---

(૧) विशारद=હે ચતુર. महिमानरक्षणक्षम्=મહાન પુરૂષોના માનનું રક્ષણ કરવામાં સમર્થ. अक्षमालिलक=વ્યવહારમાં મેળવેલી લક્ષ્મીથી શોભાયમાન. तवमनसिधीरता=તમારા મનની ધીરતા તેમજ वचसिभूतता=વચનમાં સત્યતા પ્રખ્યાત છે. તેમજ મારી સખી પણ शरदाब्दविशदा=શરદ ૠતુનાં વાદળાંના જેવા સ્વચ્છ અંતઃકરણની છે. विशदात्मनीनमहिमा તમારે માટે પોતાના આત્માને પણ સમર્પણ કરનારી છે. અને તમે इनमहिमा=સૂર્યના જેવા તેજસ્વી. તેથી તમારી બન્નેની જોડી લાયક છે.

(૨) कमला पराजिता સૌંદર્યથી લક્ષ્મીનો પરજય કરનારી भाद-सेन મંદમંદ હાસ્યથી अपराजिता અપરાજીતા નામની દેવી पराजिता પરાજય પામી. અને જેના क મસ્તકનો ચોટલો ગુંથવાવાળી कमला લક્ષ્મી છે. અર્થાત્ તે મારી સખી અન્ય સ્ત્રીની પેઠે ધનના લોભથી

અપરાજય નામની દેવી પણ પરાજયને પામી, જેનો ચોટલો ગુંથવામાં લક્ષ્મીજી પોતે આવી બીરાજે, એવી મારી સખી જેમ ધનના લોભથી અન્ય સ્ત્રી તમને ચાહે છે, તેમ ધનના લોભથી તમારી ઇચ્છા કરતી નથી, પણ કેવળ પ્રીતિના રંગથી તમને ચાહે છે, તેમજ કોઇએ આદર ન આપ્યા છતાં નાયકની પાસે જનારી કુરૂપડી સ્ત્રીની માફક મારી સખી નથી; મારી સખીએ તો પોતાનાં મંદમંદ હાસ્યથી લક્ષ્મીનો પણ તિરસ્કાર કર્યો છે, એવી પ્રીય સખી પ્રતિજ્ઞા કરી કહે છે, જે તમે તમારા મંદમંદ હાસ્યથી મારા આત્માને જીતી લીધો છે, તેથી જેમ પતી વિનાની લક્ષ્મી ( પૈસા ) દાના આપવા કે વૈભવ ભોગવવામાં ઉપયોગ આવતી નથી તેમ તમારા વિન મારી પ્રીય સખી પણ વૈભવ રહિત ધણી વિનાની લક્ષ્મી જેવી નિરૂપયોગી થઇ પડી છે.

સાતમી–દર્પણના જેવા વિમલ અંતઃકરણવાળી, હસ્તરૂપી કમળથી મનોહર, કોમળ નવીન અંકુરથી પણ ખુબસુરત એવી આંગળીઓની ચેષ્ટા કરી વિલાસના ભાવને બતાવનારી, મારી પ્રીય સખી તમને પોતાનું શરીર સમર્પણ કરી, બીજું કોઈ આવી ન જાય તે વાસ્તે જાળીની અંદર રહી, જેમ પક્ષિઓ પાંજરામાં રહી જુએ છે તેમ વખતો વખત તમારા આવવાની રાહ નિરંતર જોયા કરે છે.

---

તમારી ઇચ્છા કરતી નથી સહાસેન મંદમંદ હાસ્યથી કમલા લક્ષ્મીજીનો પણ પરાજિતા પરાજય કર્યો છે. એવી સા મારી સખી આહ કહે છે, સેન હે પ્રભુ–તમારા આહસેન મંદમંદ હાસ્યથી ક આનંદનું મલા પાત્ર થઇ છે. જેથી સેના કમલા માલેક વગરની લક્ષ્મી જેમ દાનને ઉપભોગ વગેરેના ઉપયોગમાં આવતી નથી તેમ તમારા વિના મારી પ્રીય સખી પણ માલેક વગરની લક્ષ્મીની પેઠે વૈભવ રહિત છે.

આઠમી–ધીરા[1] કહે છે. હે અવિના,[2] તમારા વિના મારી પ્રીય સખી સાયંકાળે વિરહના દુઃખનો અનુભવ કરે છે માટે તેમની પાસે આપ પધારો.

નવમી–અધીરા[3] કહે છે. હે પ્રાણ હરનાર, પાણિ ઉપાડવા માટે પશુરૂપ (બળદ કે પાડારૂપ) તારો કોણ આશ્રય ન કરે. અગર હે મારી સખીનાં પ્રાણ હરનાર, પોતાનાં પ્રાણનું રક્ષણ કરવા સારૂ મોટા વૈભવવાળા પુરૂષો પણ તમારો આશ્રય કરે છે, ત્યારે મારી પ્રીય સખી જે સ્ત્રી છે, તે તો કેમ આપનો આશ્રય ન કરે.

દશમી–તમને અન્ય સ્ત્રીઓએ વશ કરેલ છે, તેથી મારી સખી ઉપર કોપ કરી બોલતા નથી; ત્યારે બીજાની પીડા નહી જાણનાર પ્રાણિની આગળ કેવળ હુંજ દાસપણું ભોગવું છું. ( મતલબ કે તમે કાંઇ પણ બોલતા નથી અને હુંજ બોલ્યા કરૂં છું ) અથવા અન્ય સ્ત્રીઓ ભલે તમારે હોય પરંતુ પૂર્વે મારી સખીની દાસ પદવી જેમ સ્વીકારી હતી તે હાલ સ્વીકાર કરો.

---

(૧) રસમંજરીમંથીજ. પ્રીયને વક્રોક્તિથી તેનો અપરાધ દર્શાવી ખેદ પમાડનારી સ્ત્રીને ધીરા કહે છે.

(૨) અવિ=( આંહી દ્વીઅર્થી શબ્દમાં લાગતું વચન કહે છે ઓકડો અથવા રક્ષણ કરનાર; ) મારી. સખીને સાંયંકાળની વખતે રમાડવાના ઘેટા જેવા તમે છો ને તે રમવાનું હાલ નથી મળતું તેથી દુઃખ પામે છે, માટે તે દુઃખ આપ પધારી મટાડો. અથવા મારી પ્રીય સખીનું રક્ષણ કરનાર તમે છો તેથી તમારા વિના મારી સખી અતિ દુઃખ પામે છે તે દુઃખ આપ પધારી શાંત કરશો.

(૩) રસ મંજરીમાંથી. કોપાયમાન સ્પષ્ટ વાણીથી પ્રીયનો તિરસ્કાર કરે અને તાડન પણ કરે એવી સ્ત્રીને અધિરા કહે છે.

અગીઆરમી—[1] તે સુંદરી તમારી પ્રીયા છે, માટે ઉતાવળથી અથવા કોઇના આગ્રહથી પણ તેમાં અસક્ત થઈ ગર્વિષ્ટ કામદેવને ભુલેચુકે પણ કેમ વિસ્તાર કરતા નથી; હાલ વિશેષ દુઃખમાં તો તેને કેવળ મરણજ બાકી રહ્યું છે.

બારમી—હે જડ બુદ્ધિ વાળા, તમે યશ રહીત છો, અને અન્ય સ્ત્રીઓના ક્રૂર કટાક્ષથી વશ થઈ ગયેલા છો, તેથી તમે મહા નીચ આશયવાળા હોવાથી તે સ્ત્રીઓની દાસ્ય પદવીને પામ્યા છો. અને તમને શીખામણ આપનાર અન્ય મનુષ્યોનો પણ તમે તિરસ્કાર કરોછો. અથવા તમે જડ બુદ્ધિવાળાને શીખામણ આપનાર છો, મહા યશરૂપી ધનને ધારણ કરનાર અને ઉમદા અભિપ્રાય વાળા છો; તેથી મારી સખીના માનના સમયમાં જ્યારે તમે અતિ ક્રૂર કટાક્ષથી મારી પ્રીય સખી સામે દૃષ્ટિ કરી, તે વખતથીજ મારી સખીના અમે સર્વ પરિજનો તમારા સેવકો થયા છીયે; માટે આપના ઘણા કાળના જુના નોકરની પ્રાર્થના આપને સારી રીતે સ્વીકારવી જોઇએ.

તેરમી—તમે કમળના જેવા મુખ વાળી, સુંદર મુખારવિંદ વાળી શત્રુઓની સુંદર સ્ત્રીયોને તથા શત્રુઓની લક્ષ્મીને તમારે હાથ નથી કરી શું ? અર્થાત્ કરી છેજ.

ચૌદમી—તમારી હાલની નાયિકા પ્રથમ દરિદ્ર દશાથી જગતમાં વિસ્મય પમાડનારી લક્ષ્મી રહીત અને વૃદ્ધ–અવસ્થાને પામેલી હતી,

(૧) अंजसा શિઘ્રતાથી અથવા सारतः આગ્રહથી પણ सा તે મારી સખી तवतन्वी તમારી સ્ત્રી છે. જેથી તેમાં रतः આસક્ત થઇ दर्पकं ગર્વને કરનાર कंदर्पकं કામદેવને नतनोपिः નથી પ્રગટ કરતા, હવે विशेषतः વિશેષ કહેવામાંતો शेष બાકી मरणमेव મરણુંજ स्थितं રહ્યું છે.

તેનો તમે જ્યારથી સ્વીકાર કર્યો, ત્યારથીજ ગાયન કળામાં નિપુણ અને શરીરના સુધારામાં પ્રવીણ થઈ છે; ને મારી પ્રીય સખી તો અવલથીજ સુંદર છે અને શૃંગારરસથી ભરપુર છે. હાલ કામબાણ રૂપી રોગના આવેગથી ક્ષણ ક્ષણ પ્રત્યે ચિત્તભ્રમ થઈ મૂર્છા પામે છે. મનોહર, કામને ઉદ્દીપન કરનારાં વચનોથી અને અધર ઓષ્ટથી સુંદર, મોતીનાં રમણીય તિલકવાળાં મુખારવીંદથી શોભાયમાન, એવી કોણ સ્ત્રી તમારી ઇચ્છા નથી કરતી.

પંદરમી—[1]કોમળ કમળ જેવા હાથવાળી, અને પાટીઆં જેવી છાતી ઉપર સ્વચ્છ સુવર્ણના જેવી કાંતિ વાળાં જેનાં સુંદર સ્તનો ઉપર ઘામના બીંદુઓ લાગેલાં છે, એવી કોઈ પણ સ્ત્રી તમારા હૃદયમાં લાગી છે? (જો લાગી હોય તો ત્યાં તેડી જાઉં)

સોળમી—તમે મદથી છકેલી સ્ત્રીઓને પણ શૃંગારરસમાં ગાળી દેનારછો, હે મદ્યપાનથી લાલ નેત્રવાળા, તમે મદયંતી સ્ત્રીને પણ વિશ્વાસ આપવામાં ઉતમ નાયક છો, તેથી કોઈપણ મનોહર સ્ત્રી તમારી વાંછના કરે છે, માટે તેની પાસે આપ પધારો.

સતરમી—મૃગલાંનાં નેત્રોની કાંતિને હરણ કરનારાં નેત્રોવાળી, મનોહર હારવાળાં હાથીનાં કુંભસ્થળ જેવાં રમણીય સ્તન કળશથી અતિ સુંદર તે સુંદરી છે, સર્વ અવયવમાં સુંદર અલંકારથી અતિ

---

(૧) જ્યારે તે નાયકને પોતાની પ્રીય સખીના સંબંધમાં આટલું કહેતાં છતાં પણ કાંઇ અસર નથી, એવું જોઇ અન્ય દૂતિએ મનમાં વિચાર્યું જે આટલા વખત સુધી મારી પ્રીય સખીનું વિશેષરૂપથી વર્ણન કર્યું, પણ હવેથી તેમ ન કરી સાધારણ રીતે કોઇ પણ સુંદરીનું વર્ણન કરી તેમાં તેને મોહ પમાડી તેના મિશથી હરકોઇ રીતે મારી પ્રીય સખી પાસે લઇ જઇશ એમ ધારી સામાન્ય રીતે કહે છે.

શોભાયમાન છે, માટે તેની પાસે આપ પધારો.

તે વખતે પુર્ણ ચંદ્રનો ઉદય થવાથી જાણે જગતે ક્ષિર સમુદ્રમાં પ્રવેશ કર્યો હોય? અથવા સ્ફટીકના ગૃહમાં પ્રવેશ કર્યો હોય? અથવા શ્વેત દ્વીપમાં નિવાસ સુખનો અનુભવ કરતું હોય? તેમ ( પૃથવી ઉપર ચંદ્રમા પ્રકાશ પામવાથી ) સર્વ જગત હર્ષ પામવા લાગ્યુ.

અનુક્રમે ઉઘડતી પાંખડીઓ વાળા કુમુદના ડોડવામાં રહેલ મકરંદ (મધ) બીંદુના સમૂહથી હર્ષ પામેલા ભમરાઓના સમુદાયના સુંદર ગુંજારને સર્વ દિશાઓમાં લઇ જનાર, ચંદ્રમાની ચાંદનીથી આળસ્ય પામેલી ચકોર પક્ષીની સ્ત્રીઓને ખુશી કરનાર, તથા અતિશય રતિવિલાસથી શ્રમ પામેલી પુલિંદરાજ ( ભિલ ) ની સ્ત્રીઓને ઘામથી થયેલ પરશેવાનાં જળબીંદુઓને શોષણ કરનાર, રાત્રિ રૂપી સ્ત્રીના મંદમંદ નિશ્વાસ રૂપ એવો સાયંકાળનો વાયુ વેહેવા લાગ્યો. તે વખતે તમાલિકા અને પોતાના મિત્ર મકરંદને સાથે લઈ કંદર્પકેતુ રાજા વાસવદત્તાના પિતા શૃંગારશેખર રાજાના કુસુમપુર નામના નગર તરફ આવી પોહોચ્યા.

જ્યારે રાજ્યનગરી પાસે પોહોચ્યા ત્યારે તે નગરની ચારે તરફ લાગી રહેલી, જેની ટોચ આકાશે અડકેલી છે તેવી, કળીચુનાથી અતિ ધોળી અને જાણે વાસવદત્તાને જોવાને વાસ્તે આવેલી દેવતાની પંક્તિ હોય નહી? તેમ એક પછી એક જડેલ મોતી મરકત પદ્મ રાગમણીઓવાળી ગઢની કાંગરીથી વિંટાએલું;[1] પવનથી સ્ફુરાયમાન થયેલી; (ઉડતી) જાણે આકાશ પર્યંત ઊંચાં ગયેલાં વૃક્ષોનાં [2] માંજર હોય નહી? અથવા ગગન રૂપી સમુદ્રની શોભાનો તિરસ્કાર કરતી હોય

(૧) નગર દૃષ્ટિએ પડયું તેમાં સર્વ લખેલાં વિશેષણોનો સંબંધ છે.

(૨) ઝાડની ટોચ ઊપર થયેલા બીજના ઝુમખાને માંજર કહે છે.

નહીં તેવી પતાકાઓથી શોભાયમાન; (મેહેલના આગલા) આંગણુમાં સુવર્ણની શીલાંઓથી બાંધેલા હોજથી મનોહર; એલચી, લવીંગ, વિગેરેની સુગંધીથી સુવાસિત જળની સુગંધીને વહન કરનારી, મોટી સ્ફટિકની સ્વચ્છ શિલાઓ ઉપર આનંદથી બેસી નિદ્રા ઇચ્છનારાં, કીનારા ઉપર આવેલા મેહેલમાં રહેનારાં કબુતરો વાળી, પાણીના વહેવાથી પડિ જતા કિનારાની નજીકમાં રહેલાં વૃક્ષો ના પુષ્પોના ગુચ્છવાળી, નિરંતર નાહીને બહાર નિકળતી યુવાન સ્ત્રીઓના ધાટા સાથળના ઝપાટા વાગવાથી ઉછળેલા પાણિના છાંટા-ઓથી કિનારા ઉપર રહેલી બેઠકોને ભીંજવનારી. કરપૂરથી બાંધેલા કિનારા ઉપર બેઠેલાં પક્ષિઓના સુંદર શબ્દોથી અહીંઆ રાજહંસની સ્ત્રીઓ બેઠી છે એવું અનુમાન[3] કરાવનારી, પ્રફુલ્લિત નીલોત્પલકમળના વનોથી ચક્રવાક પક્ષીઓને એકદમ અંધકારની [4] શંકા બતાવનારી, જેમ સુંદર પયોધર (સ્તન) ને ધારણ કરનારી સ્ત્રી તેમ અતિ નિર્મળ જળને ધારણ કરનારી, જેમ લોહિથી કુંભકર્ણને નવરાવનારી સુગ્રી-વના યુદ્ધની કળા તેમ જળથી કળશના કાંઠાને નવરાવનારી, જેમ સુંદરી નામના ઝાડોના રંગથી વિચિત્ર સમુદ્રના કિનારાની ભૂમિ તેમ સુંદરીઓના ચરણ કમળથી વિચિત્ર શોભાયમાન, જેમ થોડું અપમાન

---

(૩) ચંદ્રમાની કીરણોનો પ્રકાશ કર્પૂરના કીનારા ઉપર લાગે છે; અને તેથી તે ઉપરની વસ્તુ સર્વ ધોળી જણાય છે, જેથી પ-ક્ષીઓના અવાજથીજ ત્યાં રહેલાં અન્ય પક્ષિયો છે એવું જણાય છે; કારણ રાજહંસ ધોળાં હોય માટે તેનું અનુમાન કરાવતી.

(૪) નીલોત્પલ કાળાં કમળ પણ જ્યારે પ્રફુલ્લિત થાય ત્યારે તેમની વધારે કાળાશ જણાય છે, અને તેથી તેમના વનમાં વધારે કાળાશ દેખાવાથી અંધકારની શંકા દર્શાવી છે.

કરનારી નવીન રાજાની ચીત્ત વૃત્તિ તેમ નાહાની કૃત્રિમ (બનાવેલી) નદિઓનો તિરસ્કાર કરનારી, અનેક નદીઓથી શોભાયમાન; શેહેરની સ્રીઓના રૂપથી આશ્ચર્ય પામી તારામંડલ તેઓને જોવા આવ્યું હોય નહીં ? એવી શોભાને બતાવનારાં મોતિવાળાં શિખરો સહિત, અને સમીપમાં છુપાઈ રહેલા કાચના ઘડાની આકૃતી જેવા મયૂરોથી અતિ શોભતા મેહેલો વાળું; કોઈ જગ્યોએ નિરંતર કૃષ્ણાગરૂ ધૂપના બળવાથી રૂતુ શિવાય મેઘને આવવાનાં ચિન્હને બતાવનારૂં, કોઇ જગ્યોએ અતિ ગંભીર તબલાના અવાજથી મયૂરોને આનંદ પમાડી નૃત્ય કરાવનારૂં; સર્વ મનુષ્યનાં નેત્રોને ખેદ પમાડનાર જેમ સાયંકાળ તેમ (પોતાના સૌંદર્યથી) સૂર્યનો પણ તિરસ્કાર કરનારૂં એવું તે શેહેર દૃષ્ટિએ પડયું.

તે પછી જેમ રામચંદ્રજીએ સહિત સીતાજીમાં ઉત્સાહ ધરનાર જનક રાજાનું યજ્ઞસ્થલ તેમ વિલાસીની સ્રીઓના નિત્ય નિત્ય ઉત્સાહથી મનોહર, જેમ દેવતાઓનાં મનુષ્યો વખાણ કરે છે તે પ્રમાણે વખાણવા લાયક શૃંગાર રસથી ભરપૂર, જાણે આશ્ચર્યનો અજાનો હોય ? અથવા શૃંગાર રસનું નિવાસ ગૃહ હોય ? અથવા રતિના વિલાસનું આદિ ગૃહ હોય ? અથવા રતિના સૌંદર્યનું સંકેતસ્થળ હોય ? એવું વાસવદત્તાનુ મંદિર કાર્તિક સ્વામિના જેવા તેજસ્વી કંદર્પકેતુ રાજાએ પ્રત્યક્ષ જોયું. ( તેવામાં વાસવદતાના મેહેલમાં એક બીજી સખીઓનો અંદર અંદર પરિહાસના વચનોનો ઉચ્ચાર થવા લાગ્યો. તેને તેઓ સાંભળે છે ) ( તેમાંથી એક સખી કહે છે ) હે સખી મારી સાથે રહસ્ય ભાષણમાં આસક્ત થયા છતાં મને મુકી કેમ ચાલી જાય છે અર્થાત્ તું મારી સાથે પ્રેમથી બંધાઇછો તે આ

વખતે મને મુકીને ચાલી જઇશ ? ત્યારે ઉત્તર આપે છે. તારૂં નામ ચપળાં છે, માટે તું વીજળીની પેઠે અસ્થિર બોલવાળી જણાય છે, તું ચપળ હોવાથી બીજે કોઇ પણ ઠેકાણે જવા ધારે છે. સુરેખે, દેવતાએ પણ ઇચ્છા કરવા લાયક સ્વરૂપવાળી તું મદિરાના પાનથી મદોન્મત્ત જણાય છે, કેમજે તારા કાન ઉપરથી ફુલનો ગજરો પડી ગયો છે, તો પણ તું જાણુતી નથી; હે કલહે, સુવર્ણની કટીમેખળાના સુંદર ઝંકારવના મિશથી કામદેવને બોલાવે છે શું ? હે મલયે, મનોહર કામદેવના જેવા તેજસ્વી પુરૂષોને કટાક્ષ બાણથી આમંત્રણ કરે છે શું ? હે કલિકે, રતિકલહમાં ધ્વજારૂપ શબ્દ કરનારી મેખલાને છોડી નાંખ, એટલે અતિ સુંદર વીણાથી થતું ગાયન જેવું ગાયન આપણે સાંભળીએ; (પ્રત્યુત્તર) મારી મેખલા ખલ નથી, પણ તુંજ વીલાસી પુરૂષ પાસે જવાની તૈયારીમાં છે, માટે બહુજ બોલકી છે, તેથી તુંજ ખલ છે; મુગ્ધા અવંતીસેના લજ્જા પામતી પુષ્પની શય્યામાં સુવે છે શું ! હે લવીંગિકે, તારા કપટથી હવે બસ કર, તારા શરીરનો કંપજ જણાવી આપે છે, હે અનંગ લેખે, કામ બાણના ઘાવથી તારા શરીરમાં આલસ્ય આવ્યું છે, તો પણ નાયકની ઉત્કંઠા રૂપી મોહોટા મોજાંને છુપાવી રાખે છે, તો પણ તે તરંગ છુપાઇ ન રહેતાં બહાર વધારે વિસ્તાર પામે છે; નેત્રોથી જોવા લાયક કાંતિવાળું હાલ તારૂં વદન, ચંદ્રમાના ઉપમેયપણાને ધારણ કરે છે; હે સતીવ્રતે જાણે તારા હૃદયમાં કોઇ વીલાસી પુરૂષ

(૧) અધિકગુણ વાળું ઉપમાન કહેવાય છે. અને ન્યુન ગુણવાળું ઉપમેય કહેવાય છે. પ્રિયનો વિરહ થયા પેહેલાં તમારૂં મુખ કલંકિત ચંદ્રમાનું ઉપમાન હતું ને હાલ પ્રીય વિરહથી તે મુખ કરમાયેલ છે, માટે તમારૂં મુખ ચંદ્રમાનું ઉપમેય થયેલ છે.

રહ્યો હોય નહીં એવું મને જણાય છે, કેમજે તારી વજ્રના જેવી કઠોર સેંકડો પ્રકારની વાણીનો મેં અનુભવ કર્યો; હે કુંતલિકે, પ્રફુલ્લિત માલતિ પુષ્પની માળાને ધારણ કરનાર આ તારો વેણી જેમાં ઘણા[1] કરાઓ છે તે શ્યામ મેઘની ઉપમાને પામેલો છે; હે કુરલિકે, શેહેરના દરવાજા ઊપર ગાયતનો અવાજ સંભળાયો માટે શું કલ્પના કરે છે; અર્થાત્ તારૂં ચીત્ત ત્યાં લાગ્યું છે, તે સ્પષ્ટ જણાઇ આવે છે; હે મુરલિકે, જ્યારે તું વિરહ વેદનાથી ક્ષણ માત્ર પણ મુર્છા પામે છે, ત્યારે તારામાં આસક્ત તારી પ્રીય સખીયો વિચાર રૂપી સમુદ્રમાં ડુબી જાય છે; સંકેતને માટે અમુક પક્ષીનો શબ્દ કરનાર, અને કામથી થયેલ સંતાપને શાંત કરનાર તારા પ્રિય પતિએ તારો ત્યાગ કર્યો છે ખરો પણ શા માટે મુર્છા પામે છે; ઊત્સાહમાં મહાત્માને પ્રિય તારો વલ્લભ સુરત ક્રિડામાં થયેલી તારી ચતુરાઇને સંભારે છે. (જેથી તારો ત્યાગ નહી કરે) હે કુરૂતે, જાણે નવી શાણ પર ચડાવેલની માફક તિક્ષ્ણ તારા નખોનું વ્રણ કામને ઉત્પન્ન કરનારી રાત્રીમાં તને વેદના નથી કરતું? હે પ્રિય સખી મદનમાલિની, પોતાનાં કિરણોથી લોકને પસન્ન કરનાર ચંદ્રમાનુ તારાં નેત્રોએ પાન નથી કર્યું કે શું? મધના[2] પાન કરવાથી માલવ દેશની સ્ત્રીઓના લાલ થએલા કપોળની બરોબર રાતા કુંડાળાથી સુંદર, લતામાંથી દેખાતા ચંદ્રમામાં, લાલ અધર બીંબથી શોભાયમાન તારા મુખ કરતાં શું વિશેષ છે?

---

(૧) કોઇ સમયે વરસાદ થતી વખતે બરફના કડકા જેવા પાણિના પથરા પડે છે તેને કરા કહે છે.

(૨) મધ પાન કરવાથી શ્વેત વર્ણના મનુષ્યનો ચેહેરો લાલ થઇ જાય છે; તેમાં પણ કપોલ ગોળ હોય અને તે લાલ થાય ત્યારે ઉદય કાળના ચંદ્રમાની ઉપમા આપવા લાયક દેખાય છે.

માટે તારા પ્રીયનો સમાગમ થશે, એવી અભિલાષા રાખ; હે કુરંગિકે, હરિણનાં બચ્ચાંને કોમળ ઘાસનાં અંકુરો નાખ; હે કિશોરિકે, ઘોડાનાં વછેરાની સંભાળ કર; હે તરલિકે, કૃષ્ણાગુરૂધૂપના પટલનો વિસ્તાર કર; હે કર્પૂરિકે, કર્પૂરનાં ચુર્ણથી રતનને લેપન કર; હે માતંગિકે, હાથીનાં બચ્ચાંને શું જોઇએ છીયે તે તપાસ કર; હે શશિલેખે, કપાળરૂપી પાટિઆં ઉપર ચંદ્રમાની રેખાને આળેખ; હે કેતકિકે, કેતકી મંડપની શોભાને સંપૂર્ણ રીતે સુધાર; હે શકુનિકે ક્રિડા પક્ષિઓને ચણ નાખ; હે મદનમંજરી, સભા મંડપમાં રહેલાં કદળી ગ્રહોને દુરસ્ત કર; હે શૃંગારમંજરી, શૃંગારરસને ઉદ્દિપન કરનારી સામગ્રીની રચનાનો વિસ્તાર કર; હે સંજીવિકે, ચકોરનાં મિથુનને મરિચ (તિખાં) નાં પલ્લવનો ચારો નાંખ; હે પલ્લવિકે, કર્પૂરના ભૂકાથી બનાવેલ કેતકીના બગીચામાં નવીણ અંકુરો બનાવ; હે સહકારમંજરી, વિંજણાના વાયુ વડે સુગંધીદાર આંબાની સુગંધીનો ફેલાવ કર; હે મદનલેખે, કામને ઉદ્દિપન કરનાર મલય ચળનો ચીતાર કાઢ; હે મૃણાલિકે, રાજહંસનાં બચ્ચાંને કોમળ કેસરોનો તથા નવીન અંકુરોનો ચારો નાખ; હે વિલાસવતી, મયરનાં બચ્ચાંને વધારે નૃત્ય કરાવ; હે તમાલિકે, ચંદનના રસથી ગૃહોના રસ્તાને સુગંધીદાર કર, હે કાંચનિકે, સુવર્ણના મંડપમાં કસ્તુરીના રસનો છંટકાવ કર; હે પ્રવાલિકે, ચંદનના રસથી કોમળ પરવાળાંના વનનું સિંચવન કર; એવાં નમ્રતા સહિત સખીઓનાં પરસ્પરનાં મધુર ભાષણોને મકરંદ સહિત કંદર્પકેતુ રાજા સાંભળી અતિ વિસ્મય પામ્યો. ( અને મનમાં ) અહો આ મેહેલનું અત્યંત સૌંદર્ય, આ શૃંગારની અદભુત કળા, ક્રિડાની ચતુરાઇનું ઠેકાણું તો આજ જણાય છે, વળી માલવ દેશની સ્ત્રીઓનાં નિર્મળ હાસ્યથી સેહેજ બહાર નિકળતાં દાંતનાં કિરણોથી શોભાયમાન આ લતામંડપ, સોનાની

વાળી; તારા નામની બૃહસ્પતીની સુંદરીની બરાબર શોભાયમાન મોટા નિતંબબીંબથી બીરાજતી, જેમ મધ્ય ભાગમાં મુઠીથી પકડાતું વજ્ર તેમ મુઠીમાં પકડાઈ શકે તેવી પાતળી કેડ વાળી; જેમ પ્રિયંગુશ્યામાની સખી પ્રિયદર્શના તેમ રમણીય દેખાવવાળી; ચંદ્રના જેવી [૯]કાંતિ·વાળી; જેમ પશ્ચિમ દિશાના હાથીની હાથણી અનૂપમા તેમ કોઈની ઉપમા ન આપી શકાય તેવી [૧૦]તિલકથી સુંદર, જેમ અશ્વતર નામના ગંધર્વની કન્યા મદાલસા તેમ યૌવન મદથી આલસ્ય વાળી; એવી રાજાની કુંવરી વાસવદત્તાને તેણે પ્રત્યક્ષ જોઈ, અને પ્રેમથી પોતાનાં નેત્રાનો વિસ્તાર કરી વાસવદત્તાના સ્વરૂપનું પાન કરતાં કંદર્પકેતુ રાજાનાં ચૈતન્યને મૂર્છાએ હરી લીધું, અને કંદર્પકેતુ રાજાનું દર્શન કરનારી વાસવદત્તા પણ મુર્છિત થઇ ગઇ. ત્યાર પછી મકરંદ અને વાસવદત્તાની સખીઓના શિતોપચારાદિ ઉપચારથી વાસવદત્તા અને કંદર્પકેતુ રાજા બન્ને શુદ્ધિમાં આવ્યાં અને એક આસન ઉપર બેઠાં.

તે પછીથી પ્રાણથી પ્રીય અને સર્વ વિશ્વાસનું પાત્ર વાસવદત્તાની કલાવતી નામની સખી કંદર્પકેતુ રાજાને કહેવા લાગી. હે આર્યપુત્ર, આ વખત દૃઢ વિશ્વાસ બેસારવા સારૂ વધારે વૃત્તાંત કહેવાનો વખત નથી; માટે ટુંકામાં કહું છું, જે આપને સારૂ આ કુંવરીએ જે જે દુઃખોનો અનુભવ કર્યો છે; તે દુઃખ કદાચ આકાશ લખવાનો કાગળ થાય, કદાચ સમુદ્ર સાહી રાખવાનો ખડીઓ થાય, કદાચ લખનાર બ્રહ્મા થાય, કદાચ લખાવનાર હજાર મુખવાળા શેષ

(૯) બ્રહ્મદત્તમહિષીમિવ સોમપ્રભાં, સોમપ્રભા નામની બ્રહ્મદત્ત રાજાની પટરાણીની પેઠે સુંદર.

(૧૦) વેલમિવ તમાલપત્ર પ્રસાધિતાં, તમાલનાં પાંદડાંથી શોભાયમાન સમુદ્રના કીનારાની માફક.

સળીઓથી રચેલા પાંજરામાં રહેલો આ ક્રિડા પોપટ ઇત્યાદી વિલાપ- સના આવેગમાં તે રાજા વિચાર કરતો કરતો વાસવદત્તાના મંદિરમાં પ્રવેશ કરે છે, તેટલાજ વખતમાં [3]લાલચરણ પલ્લવવાળી; જેમ સું- દર પર્વથી ઘટિત મહાભારત તેમ સુંદર અવયવોથી મનોહર; જેમ સુંદર કાંડવડે રમણીય રામાયણ તેમ સુંદર નલિનીની[4] શોભાને ધારણ કરનાર સાથળથી શોભતી. જેમ તનુમધ્યા નામના છંદથી શોભતી કવીતાની પંક્તિ તેમ કૃશ કટીવાળી; અતિ મનોહર[5] હાથ અને કર્ણવાળી; પ્રફુલ્લિત [6]ચેહેરાવાળી; અનેક આભૂષણોથી અલં[7]કૃત; જેમ ઉપનિષદ આનંદમય સચ્ચિદાનંદરૂપ આત્મજ્ઞાન બતાવે છે તેમ આનંદના સ્વરૂપને પ્રકાશ કરનારી; સુંદર [8]ચરણારવિંદ વાળી; સુંદર નિતંબ

(૩) व्याकरणेनेव सरक्तपादेन, રક્ત રાગા એ સૂત્રથી શોભાયમાન પાદવાળાં વ્યાકરણ શાસ્ત્રની બરોબર.

(૪) કમળનું નાળવું અતિ કોમળ અને અનુક્રમથી ગોળ હોય છે; માટે જંઘાની તેને ઉપમા આપી છે.

(૫) नक्षत्रविद्यामिवगणनीयहस्तश्रवणां હસ્ત અને શ્રવણ નક્ષત્રને ગણનારી જોતીશની વિધાની માફક સુંદર.

(૬) न्यायस्थितिमिवोद्योतकरस्वरूपां, ન્યાયનાં વાર્તિક બનાવનાર ઉદ્યોતકર નામના આચાર્યના સ્વરૂપને ધારણ કરનારી ન્યાયની સ્થિતિની પેઠે મનોહર.

(૭) बौधसंगतिमिवालंकारभूषितां। ધર્મકીર્તી નામના પુરૂષે બનાવેલ અલંકાર નામના ગ્રંથથી શોભાયમાન બૌધની સંગતિની બરાબર મનોહર.

(૮) द्विजकुलस्थितिमिवचारुचरणां સુંદર આચરણવાળી બ્રાહ્મણના કુળની સ્થિતિની માફક.

વાળી; તારા નામની બૃહસ્પતીની સુંદરીની બરાબર શોભાયમાન મોટા નિતંબબીંબથી બીરાજતી, જેમ મધ્ય ભાગમાં મુઠીથી પકડાતું વજ્ર તેમ મુંઠીમાં પકડાઈ શકે તેવી પાતળી કેડ વાળી; જેમ પ્રિયંગુશ્યામાની સખી પ્રિયદર્શના તેમ રમણીય દેખાવવાળી; ચંદ્રના જેવી [૯]કાંતિ-વાળી; જેમ પશ્ચિમ દિશાના હાથીની હાથણી અનૂપમા તેમ કોઈની ઉપમા ન આપી શકાય તેવી [૧૦]તિલકથી સુંદર, જેમ અશ્વતર નામના ગંધર્વની કન્યા મદાલસા તેમ યૌવન મદથી આલસ્ય વાળી; એવી રાજાની કુંવરી વાસવદત્તાને તેણે પ્રત્યક્ષ જોઈ, અને પ્રેમથી પોતાનાં નેત્રોનો વિસ્તાર કરી વાસવદત્તાના સ્વરૂપનું પાન કરતાં કંદર્પકેતુ રાજાનાં ચૈતન્યને મૂર્છાએ હરી લીધું, અને કંદર્પકેતુ રાજાનું દર્શન કરનારી વાસવદત્તા પણ મુર્છિત થઇ ગઇ. ત્યાર પછી મકરંદ અને વાસવદત્તાની સખીઓના શિતોપચારાદિ ઉપચારથી વાસવદત્તા અને કંદર્પકેતુ રાજા બન્ને શુદ્ધિમાં આવ્યાં અને એક આસન ઉપર બેઠાં.

તે પછીથી પ્રાણથી પ્રીય અને સર્વ વિશ્વાસનું પાત્ર વાસવદત્તાની કલાવતી નામની સખી કંદર્પકેતુ રાજાને કહેવા લાગી. હે આર્ય પુત્ર, આ વખત દૃઢ વિશ્વાસ બેસારવા સારૂ વધારે વૃત્તાંત કહેવાનો વખત નથી; માટે ટુંકામાં કહું છું, જે આપને સારૂ આ કુંવરીએ જે જે દુ:ખોનો અનુભવ કર્યો છે; તે દુ:ખ કદાચ આકાશ લખવાનો કાગળ થાય, કદાચ સમુદ્ર સાહી રાખવાનો ખડીઓ થાય, કદાચ લખનાર બ્રહ્મા થાય, કદાચ લખાવનાર હજાર મુખવાળા શેષ

(૯) ब्रह्मदत्तमहिषीमिव सोमप्रभां, સોમપ્રભા નામની બ્રહ્મદત્ત રાજાની પટ્ટરાણીની પેઠે સુંદર.

(૧૦) वेलमिव तमालपत्र प्रसाधितां, તમાલનાં પાંદડાંથી શોભાયમાન સમુદ્રના કીનારાની માફક.

નારાયણ થાય, ત્યારે વખતે અનેક હજાર યુગથી લખી શકાય, અથવા કહી શકાય. આપે પણ અમારી પ્રીય સખી સારૂ રાજ્યનો ત્યાગ કર્યો તેથી શું અધિક, આપે પણ શરીરથી બહુજ દુઃખ સહન કર્યું, વાસવદત્તાના પીતાએ કુવરીની યુવાવસ્થા થઈ ગઈ છે. એવી શંકા કરી તેની મરજી ઉપરાંત દેવતામાં શ્રેષ્ઠ વિજયકેતુના પુત્ર પુષ્પકેતુની સાથે આવતા પ્રાતઃકાળમાં વિવાહ સંબંધ કરવો એમ નિશ્ચય કરેલો છે, તેમજ મારી પ્રીય સખીએ પણ નક્કી કર્યું હતું કે જો આજ તમાલિકા પ્રીય જનને તેડી નહીં આવે તો મારે અગ્નિમાં બળી મરવું; એ પ્રકારે પ્રતિજ્ઞા કરી હતી. તેવામાં હે મહાભાગ્ય, આ કુંવરીના મહાપુણ્ય પ્રતાપથી આપ આંહી પધાર્યા; અને હાલ જે વૃત્તાંત ચાલે છે, તે વિષયમાં તો આપજ પ્રમાણ છો, એમ કહી વાસવદત્તાની સખી ચુપ રહી. પછી જાણે ભીતભીત હોય ? અગર આનંદ સમુદ્રની લહરીમાં મગ્ન હોય ? અથવા ત્રિભુવનના રાજ્ય આસન ઉપર અભિષિક્ત થયેલ હોય; તેમ તે વખતે મનની ખુશીથી હોવાથી કંદર્પકેતુ રાજા વાસવદત્તાની સાથે એકાંતમાં વિચાર કરવા લાગ્યો; અને પછી શેહેરમાં થતી ચરચાની બાતમી જાણવા સારૂ પોંતાના મિત્ર મકરંદને શેહેરમાં રાખી વાસવદત્તાને સાથે લઈ પવનની સામે ચાલનાર સરપની પેઠે સનમુખ ચાલવામાં તત્પર એવા મનોજવ નામના ઘોડા ઉપર બેસી નગરથી બહાર નીકળી ચાલતો થયો.

નિમિષ માત્રમાં માંસ ભક્ષણની ઇચ્છાવાળાં અને નિઃશંક એકઠાં થયેલાં કંક પક્ષિઓના ટોળાંથી ભરપૂર; ચીતામાં સીમસીમ એવા શબ્દથી ભય ઉત્પન્ન કરે તેવાં અર્દ્ધ બળેલાં મડદાંની આશાથી ચપળ કટપુતનાં, ઉનાલ, વેતાલથી ભયાનક; શૂળીએ ચડાવેલા ચોરના કાપી નાખેલા નાક કાનમાંથી ઝરતી લોહિની ધારા ઉપર

ગુણગુણાટ કરતી માંખીઓના સમુદાયથી ભરેલી ભૂમિના ભાગથી ભયાનક; ચટચટ શબ્દ કરતા ખડના અગ્નિથી બળતી મનુષ્યની ખું-પલીના ટંકારના શબ્દ થકી ભયંકર; સદાશિવ મહાદેવ જેમ મનુષ્યની ખુંભલીની માળા, વિભૂતિ, શિવા (પાર્વતી), અગ્નિ, ભૂત અને સર્પોને ધારણ કરે છે, તેમ ખોપરીના સમૂહ, ભસ્મ, શિવા (શયાળ), અગ્નિ, ભૂત, અને સર્પોથી ભરેલ; અને* શ્વાનોએ [1]સેવાતાં એવાં સ્મશાનને રસ્તે થઈ અનેક સેંકડો યોજન ગયા પછી અસંખ્ય ઉગેલા [2]આંકડાના સમુદાયવાળી ઘણાં ઝાડોનાં [3]મૂળથી ભરેલી; સ્વછંદ [4]ઘૂડને રહેવાનું સ્થાન; ઘણાં ખીસ્રીનાં [5]ઝાડથી ભરપૂર; વિસ્તારવાળી ભારતના રણસંગ્રામની પૃથ્વીની માફક અર્જુન નામનાં ઝાડોથી પરિપૂર્ણ: સ-

---

*-આંહી જે વીશેષણો વાપરેલાં છે તેના બે અર્થ થાય છે પરંતુ તેમાંનો એકજ ચાલતાં આખ્યાનને લાગુ થાય છે, તેથી બીજો અર્થ નોટમાં બતાવ્યો છે.

(૧) પુરુષાતિશયેનેવાનેકમંડલકૃતસેવનેન=અનેક માંડલિક રાજાઓએ સેવા કરાતા પુરૂષોત્તમ એટ્લે મહારાજની માફક શોભાયમાન.

(૨) પ્રલયકાલવેલામિવ સમુદિતાર્કસમૂહાં, સૂર્યના સમુદાયને પ્રગટ કરનાર જગતના પ્રલય થવાના સમયની પેઠે શોભતી.

(૩) નાગરાજસ્થિતિમિવાનંતમૂલાં, જેમાં શેષનાગપણુ આદિ છે તેવી નાગના રાજાની વર્તણૂંક પ્રમાણે શોભતી.

(૪) સુધર્મામિવ સ્વછંદ સ્થિતકૌશિકાં, નિઃશંક ઇંદ્રથી શોભાયમાન દેવસભાની માફક શોભતી.

(૫) સત્પુરુષ સેવામિવ બહુશ્રીફલાઢ્યાં, લક્ષ્મીરૂપી બહુ ફળને આપનારી સત્પુરૂષની સેવાની પેઠે શોભાયમાન.

મૂળ [6]સતાવરીથી મનોહર ફળવાળી અગ્નિમંથ [7]નામની વનસ્પતીથી શોભતી; પ્રફુલ્લિત પુષ્પોવાળી; અશોક, સરલ અને પુન્નાગ[8] નામનાં વૃક્ષોથી સુંદર; આમળીઓની[9] ઝાડીને ધારણ કરનારી; પીપળીનાં[10] વૃક્ષોથી મનોહર;કોઈ જગ્યાએ હરડે[11] અને ગળોથી શોભાયમાન; સ્વભાવિક પ્રગટ થએલ વિષ્ણુક્રાંતા[12]નામની વનસ્પતિથી સુંદર; ક-

---

(૬) पुलोमकुलस्थितिमिव सहस्र नेत्रोंगचतेन्द्राणिकां, ઈંદ્રના બરોબર મનોહર ઇંદ્રાણીનો ઈંદ્રની સાથે વિવાહ કરનારી પુલોમ રાજાના કુળની સ્થિતિની બરોબર શોભાયમાન.

(૭) मूलपालाचित्तवृत्तिमिव फलितगणिकारिकां—સુરતના લોભથી અથવા ધનના લાભથી વેશ્યાને બોલાવનારી ભડવાનાં ચિત્તની વૃત્તિની પેઠે શોભતી.

(૮) सज्जनसंपद मिव विकसिताशोकसरलपुन्नागां=હર્ષથી ભરપુર શોક વગરની, અહંકાર વિનાની અને હાથીના જેવા ઉમદા દિલવાળી સત્પુરૂષોની સમૃદ્ધિની માફક શોભાયમાન,

(૯) शिशुजनलीलामिव कृतधात्रीधृत्तिं=ધાવઉપર ધીરજ રાખનારી બાળકની સ્થિતિની પેઠે શોભતી.

(૧૦) कचिद्राघवचित्तवृत्तिंमिववैदेहीमयीं સીતાજીમાં તદ્રૂપ થએલી રામચંદ્રજીની ચિત્તની વૃત્તિની માફક રમણીય.

(૧૧) कचित् क्षिरसमुद्रवेलामिवोज्जृंभमाणामृतां, સ્ફુરાયમાન અમૃતવાળા ક્ષિરસમુદ્રના કિનારા પ્રમાણે સુંદર.

(૧૨) कचिन्नारायणशक्तिमिवस्वच्छंदापराजितां, સ્વતંત્ર અને કોઈ વખત પરાજય નહી પામેલી ભગવાન નારાયણની શક્તિની પેઠે શોભાયમાન.

કવી[13] તુંબડીને તથા વાંસના વનને દર્શાવનારી; ઘણી ખાખરાની[14] ઝાડીથી વિચિત્ર શોભાને ધારણ કરનારી; અર્જુન[15] અને કાંસડા નામની વનસ્પતિથી પરિપૂર્ણ; ઘણાં [16]પશુવાળી; જેમ પનસ, નળ, કુમુદ, ચંદન નામના વાંદરાથી સેવાતી સુગ્રીવની સેના, તેમ પનસ, કુમુદ ચંદન અને નડ નામની વનસ્પતિથી ઘાટી; જેમ સીંદુરનાં તિલક અને પરવાળાંનાં આભૂષણોને ધારણ કરનારી સૌભાગ્યવતી સુંદરી, તેમ સિંદૂર અને તિલક નામનાં વૃક્ષોથી અને નવીન અંકુરોથી અતિ સુંદર; ઘુડ, [17]કાગડા, અને રાજવંસાદિ પક્ષિઓથી ભરપૂર; માલતી [18]નામની લતાથી સુગંધીદાર અને બહાર નીકળેલાં વાંસથી

---

(૧૩) क्वचिद्वल्मिकिसरस्वतीमिव दार्शितेक्ष्वाकुवंशां=ઇક્ષ્વાકુ રાજાના વંશનાં ચરિત્રનું વર્ણન કરનારી વાલ્મિકિ મુનિની સરસ્વતીની માફક પ્રશસ્ત.

(૧૪) लंकामिवबहुपलाशोपसेवितां-ઘણા રાક્ષસોએ સેવા કરાએલ લંકા નગરીની બરાબર શોભતી.

(૧૫) कुरुसेनामिवार्जुनशरनिकरपरिवारितां અર્જુનના બાણોના સમૂહથી ઢંકાઈ ગયેલી કૌરવની સેનાની માફક પરિપૂર્ણ.

(૧૬) नारायणमूर्तिमिवबहुरूपां, બહુ સ્વરૂપને ધારણ કરનારી નારાયણની મૂર્તીની પેઠે.

(૧૭) कुरुसेनामिवोलूकद्रोणशकुनिसनाथां धार्तराष्ट्रान्वितां ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનાદીએ સહીત, અને કર્ણના પુત્ર ઉલૂક, દ્રોણાચાર્ય અને દુર્યોધનના મામા શકુનીથી શોભાયમાન કૌરવનાં સૈન્યની માફક ભરપૂર.

(૧૮) અહીંથી વિરોધાભાસ અલંકાર શરૂ થાયછે अम्लानमा-

રમણીય; હરડાનાં[19] વૃક્ષોવાળી અને બેડાંનાં ઝાડોથી સુંદર; હરડેની[20] ઝાડીવાળી અને પુષ્પના ગુચ્છોથી શોભાયમાન; ભ્રમરોથી[21] ભરપૂર અને હાથીઓનાં મદજળથી સુગંધીદાર; પક્ષીઓના સમુદાયથી[22] રમણીય અને ઊંચા વાંસથી સુંદર; એવી વિંધ્યાચળ પર્વતની સરહદમાં તેણે પ્રવેશ કર્યો. તેટલા વખતમાં નિદ્રાને સાથે લઈ વાસવદત્તા અને કંદર્પકેતુ રાજાના સમીપમાં રાત્રી આવી પોહોચી. અને તે પછી ક્રમે કરી કાળ રૂપી મછીમારે આકાશ રૂપી તળાવમાં રાત્રી રૂપી જાળ નાખી જીવતાં માછલાંના સમૂહની પેઠે તારાના સમુદાયને ખેંચી લીધો;લાલ પુષ્પ રૂપી ભગવાંવાળો, પ્રકાશિત તળાવ રૂપી સન્યાસી આડાં ઉગેલાં કેસરનાં તંતુ રૂપી દોરીથી બાંધેલાં પુષ્પરૂપી પુસ્તક સહિત મદોન્મત્ત ભમરાઓના સુંદર ગુંજારવના શબ્દથી જાણે સ્વધર્મનો ઉપદેશ કરતો હોય તેમ શોભવા લાગ્યો; મકરંદરસથી પુષ્પ રજમાં થયેલા ગારાવાળાં અને ઘાટી પાંખડીઓવાળાં કમળો રૂપી ખેતરમાં પ્રાતઃકાળ રૂપી કણબીએ કાળા ભમરાઓરૂપી બીજ વાવ્યાં; શ્વેત કમળમાં

---

तिभूषिता सप्यकुलीनवंशां, ઉત્તમ જાતીથી શોભાયમાન છતાં પણ કુલીન વંશથી શોભાયમાન નથી.

(૧૯) दर्शिताभयामपिविभीषणां અભયદાન આપનારછે તોપણ અતિશય બિકણ.

(૨૦) सततहितपथ्यामपिप्रवृद्धगुल्मां હમેશ આરોગ્ય રાખનારી છે તોપણ ગાંઠના રોગને વધારનારી છે.

(૨૧) षट्पदव्याकुलामपि द्विपदानाकुलां । છ પદથી વ્યાકુળછે તોપણ બે પદથી વ્યાકુળ નથી.

(૨૨) द्विजकुलभूषितामप्यकुलीनवंशां બ્રાહ્મણના કુળથી શોભાયમાન છે તોપણ નીચ કુળવાળી.

ઊગેલાં પરાગ રૂપી હુંસાના અગ્નિમાં પડેલ ભમરાઓ રૂપી ધૂપથી કમલિની રૂપી તપસ્વી સ્ત્રી સૂર્યનારાયણને ધૂપ આપવા લાગી; રાત્રી રૂપી સ્ત્રીના હાથથી ઉછળતાં પ્રભાત રૂપી મુશળના વાગવાથી ચંદ્રમા રૂપી ખાંડણીઆનો મધ્ય ભાગ જરા ટોચાયેલો થયો; ખાંડતાં વેરાઈ ગયેલા ચોખાનો પેઠે તારાઓની સમુદાય થયો; આકાશ રૂપી વૃક્ષ ઉપર પ્રભાત સંધ્યા રૂપી લાલ મુખવાળી વાંદરીએ ચડવાનું શરૂ કરવાથી દિશા રૂપી ડાળો કંપવા લાગી, અને તેથી તારાઓ રૂપી પ્રફુલ્લિત પુષ્પો સહીત ચંદ્રમા રૂપી ફળ પડવા લાગ્યું; તારાના સમુદાય રૂપી કમોદના ચોખાથી સુંદર આકાશ રૂપી આંગણાંમાં અરૂણરૂપી ઉત્તમ મુગટથી શોભતા મુખ વાળો દિવસ રૂપી કુકડો ચણવા માટે ઊતર્યો હોય ? પોતાના સમાગમથી વૃદ્ધી પામેલો ચંદ્રમા વારૂણી (પશ્ચીમ) દિશાના સંગમથી નીચે પડશે. એ કારણથી પૂર્વ દિશા હસવા લાગી; જાણે અરૂણોદય રૂપી કેસરીસિંહના થાપા વાગવાથી અંધકારરૂપી મદોન્મત્ત હાથીનો નાશ થઇને તેમાંથી નીકળતી લોહીની ધારાથી, અગર ઉદયાચળ પર્વતનાં શિખરોમાંથી નીકળતા ઝરણોથી ધોવાએલી ગેરૂ આદિ ધાતુઓથી, અથવા લાલ પદ્મ રાગ મણીની ભૂમી ઉપર મોટા ઘોડાના તીક્ષ્ણ ડાબાના ખડતાલવાથી, અથવા કેસરીશિંહના થાપાથી હણાયેલાં મદોન્મત્ત હાથીઓનાં ગંડસ્થળોમાંથી ઝરતી લોહીની નંદીઓથી, અથવા ઉદયાચળ પર્વત ઉપર ઉગેલાં કરેણનાં લાલ પુષ્પોની કાંતિથી, અથવા ત્રિલોકના કાર્યને સંપાદન કરનારી (અરૂણોદયની) પ્રભા સંબંધી લાલાશના રંગથી રંગાયેલ હોય નહીં તેવાં લાલ મંડળથી શોભાયમાન; જાણે પૂર્વ દિશા રૂપી સુંદરીએ તારા રૂપી પુષ્પો લેવા સારૂ કુંકુમથી રંગેલી લાલ હથેળી વાળો હાથ ફેલાવ્યો હોય! અથવા ઉદયાચળ પર્વત રૂપી શેષનારાયણની ફેણ ઉ-

પર રહેલ લાલ મણી હોય? આકાશ રૂપી ઇંદ્રનીલમણીનાં સોનાનાં પલ્લવ હોય? જાણે આકાશ રૂપી શેહેરને દરવાજે રાખવાનો સોનાનો પુર્ણ કલશ હોય? જાણે તપાવેલ લોઢાનો ઘડો હોય! પૂર્વ દિશા રૂપી સુંદરીના કપાળમાં કરેલો હીંગળાનો ચાંદલો હોય? જાણે સંધ્યા રૂપી વનની લતાનું એક રાતું પુષ્પ હોય? જાણે મજીઠના રંગથી રંગેલું ગોળ કપડાનો કડકો હોય? જાણે સંધ્યાના રંગ રૂપી દોરીથી ગુંથાયેલો દડો હોય? જાણે પૂર્વ દિશા રૂપી સ્ત્રીનું સોનાનું ગોળ આભૂષણ હોય? જાણે દિવસ રૂપી વિદ્યાધરની અજમાશી લાલ ગોળી હોય જાણે ગેરૂ આદિ ધાતુના રંગથી રંગેલું દિગ્ગજનું પગલું હોય? તેવા અને રાત્રીનાં અંધકારની ચોરી કરનારા સૂર્યનારાયણ ઉદયાચળ પર્વત ઉપર આવી પહોચ્યા. અને જાણે દિશાઓના હાથીઓ પાસે રહેલું મજીઠના રંગથી રંગેલું ચામર હોય? અથવા કુરૂક્ષેત્રમાં ભારતના રણ સંગ્રામથી ઉછળતી લોહિની ભુમી હોય? જાણે મેરૂ રૂપી પાટિઆં ઉપર ઇંદ્રના ધનુષ્યને લગાવવાને બનાવેલો લેપ હોય? અથવા મઠમાં સુકવેલાં ભગવાં લુગડાં હોય? અગર કાસુંબાના રંગથી રંગેલ ધ્વજાનાં કપડાં હોય? અથવા બોરડીઓનાં રાતાં પાકેલાં બોર હોય? અથવા આકાશ રૂપી મોટા આંગણામાં છાંટેલો કુંકુમનો રસ હોય? કાળરૂપી સુત્રધારને રંગમંડપમાં જવા આવવા માટે આડો નાખેલો લાલ પડદો હોય? તેવો કોમળ નવીન અંકુરોની પેઠે લાલ સૂર્યોદયના તડકાનો ફેલાવ થયો. ક્ષણમાત્રમાં ( સૂર્ય દેવનાએ ) સુંદર અને નિપુણ ચક્રવાક પક્ષિઓનાં હૃદયમાં રહેલા વિરહ સંબંધી શોક[1] સંતાપને હરવાથી.

---

(૧) ચક્રવાક પક્ષિઓના જોડાંને રાત્રીનો વિરહ થાય છે. અને તે વિરહને અગ્નિની ઉપમા આપી છે. તે વિરહાગ્નિ જ્યારે સૂર્યોદય થાય છે, ત્યારે શાંત થાય છે. જેથી કલ્પના કરી છે; કે અગ્નિઓનો

અથવા અગ્નિમાં રહેલ પોતાનાં [2]તેજ નો પાછો સ્વીકાર કરવાથી, અગર સૂર્યકાંત [3]મણિમાં રહેલા અગ્નિનો સંગ કરવાથી સૂર્યનાં કિરણોમાં ઉષ્ણતાનો વધારો થયો.

ત્યારે રાત્રીના ઉજાગરાથી, ખાવા પીવાનું દૈવાધીન રહેવાથી અને સેંકડો યોજનની મુસાફરીના શ્રમથી કંદર્પકેતુ રાજા ખેદ પામીને જાણે ચૈતન્ય વિનાના શૂન્ય શરીરવાળો હોય નહી તેવી હાલતમાં, પોતાના જેવી સ્થિતીવાળી વાસવદત્તા સહિત; મંદમંદ પવનથી કંપાયમાન અને સુગંધીમાં લોભી ભ્રમરાઓના સુંદર ગુંજાવરથી મનોહર એવા લતા મંડપમાં ઇંદ્રીઓના વ્યાપારથી વિરામ પામી તે વખતે આવેલી નીદ્રાને શરણે થયો.

ત્યાર પછી હાટમાં લુગડાંનો ફેલાવ કરનાર જેમ દોશીવાણીઓ તેમ આકાશમાં ગતિનો વિસ્તાર કરનારૂં, જેમ સર્વ લાકડાઓને ઉદ્દિપન કરનાર મહા દાવાનળ અગ્નિ તેમ સર્વ દિશાઓને પ્રકાશ કરનારૂં એવું સૂર્યનું મંડળ મધ્ય આકાશમાં આવ્યું. ( મધ્યાન્હ થયો. )

તે વખતે કંદર્પકેતુ રાજા પ્રિયા (વાસવદત્તા) વિનાનો લતા મંડપ જોઈ બેઠો થઈ આમ તેમ સર્વ બાજુએ નજર કરવા લાગ્યો. ક્ષણ માત્ર ઝાડની ઘટામાં, ક્ષણ માત્ર લતામંડપમાં ક્ષણ માત્ર ઝાડોની ટોચ ઉપર, ક્ષણ માત્ર અંધારા કુવાઓમાં, ક્ષણ માત્ર સુકાઇ ગયેલાં પાંદડાના ઢગલાઓમાં, ક્ષણ માત્ર આકાશમાં,

---

(૨) સૂર્ય અસ્ત થતી વખત પોતાનું તેજ દીવાઓમાં મુકી જાય છે તેનો પાછો સ્વીકાર કરવાથી શું ઉષ્ણતા થઈ

(૩) સૂર્યકાંત મણિઓને આગીઆનો પથ્થર કહે છે. જેથી તેને જ્યારે સૂર્યનાં કિરણોનો સંગ થાય છે ત્યારે તેમાંથી અગ્નિ નીકળે છે માટે તે આગીઆનો સ્પર્શ થવાથી જાણે સૂર્યમાં ઉષ્ણતા આવી હોય નહીં?

ક્ષણ માત્ર દિશાઓમાં વિદિશાઓમાં, ફરતો ફરતો જોવા લાગ્યો; અને વિરહરૂપી અગ્નિથી બળતાં હૃદયવાળો તે રાજા વિલાપ કરવા લાગ્યો.

હે પ્રિયે વાસવદત્તા મને દર્શન આપ, શું પરિહાસ ( મશ્કરી ) કરવાને માટે સંતાઇ ગઈ છો? તારે માટે જે મેં દુઃખો ભોગવ્યા છે તે તો તુંજ જાણેછે. હે પ્રિય મિત્ર મકરંદ મારૂં દુષ્ટ પ્રારબ્ધ જુઓ, શું મે શુદ્ધ કર્મ નથી કર્યાં? અહો પ્રારબ્ધનો પરિણામ બહુજ દુર્ઘટ છે, કોઇ પણ કાળની ગતિનું ઉલ્લંઘન કરી શકે? અહો મારા ઉપર ગ્રહો અતિ કઠોર દૃષ્ટિથી જોવા લાગ્યાં; ગુરૂ જનોના આશીર્વાદોનું વિપરિત ફળ આવ્યું, અહો જરૂર મને દુષ્ઠ સ્વપ્નનું અને અપશુકનનું ફળ મળ્યું; ભવિષ્યને કાંઇપણ અગમ્ય નથી; શું મેં સારી રીતે વિદ્યાની ઊપાસના નથી કરી? અગર મેં યથાર્થ ગુરૂજનોની સેવા નથી કરી? અથવા અગ્નિદેવની ઉપાસના નથી કરી? શું બ્રાહ્મણોનું અપમાન કર્યું છે ? શું મેં કામધેનુની પ્રદક્ષિણા નથી કરી ? અથવા શું મેં શરણે આવેલાને અભયદાન આપી પછીથી તેઓનું રક્ષણ નથી કર્યું? એવી રીતે બહુ પ્રકારે વિલાપ કરતો કરતો દક્ષિણ દિશાનો જંગલ તરપ ગયો. તે તરફ થઇ, નવીન નડ, બેડાં, પદ્મની, નિચુલ, નેતર, અને બકુલનાં, વૃક્ષોની ઝાડી વાળા, કરંજ, બીલ્વ, કુટજનાં વૃક્ષોથી અને મુનિઓને રહેવાનાં આશ્રમોથી નજીકના ભાગમાં અતિ વિસ્તારવાળો; આનંદમાં મગ્ન ઉત્તમ ભમરાઓના ઝંકારવથી મનોહર. સુંદરી નામનાં ઝાડોનાં વનથી રમણીય, અતિ વધેલી નેતરની લતાઓના સમુદાયથી વિંટાયેલ, વરૂણ નામનાં વૃક્ષોની ડાળોમાં રહેલાં પક્ષિઓ અને ભમરાઓથી અતિ શોભાયમાન, વાંદરાંઓએ ફોડી નાંખેલાં મધપોડામાંથી ઝરતી મધની ધારાઓથી જેની નીચેનો ભાગ છંટાયેલો છે એવાં, તાલ, હિંતાલ, સોપારી, પુન્નાગ, અને કે-

સરનાં વૃક્ષોથી ઘાટા, કર્પૂર, મલ્લિકા, કેતકી, યુગપત્ર, આંકડા, બીજોરાં, બિલ્વી અને જાંબુની ઘટાથી ભરપૂર, નિઃશંક કાગડાઓનાં કાકા એ પ્રકારના શબ્દોથી છવરાઇ ગયેલ નદીના કાંઠા ઉપર રહેલ વનની ઝાડીઓથી વ્યાપ્ત, સુંદર શબ્દ કરનાર કોકિલોને રહેવાનું સ્થાનક, સુગંધીદાર આંબાનાં નવીન અંકુરોથી શોભાયમાન, માળામાં રહેનારાં કપોતાનાં કુટુંબને ધારણ કરનારાં શ્રેષ્ટ વૃક્ષોથી મનોહર, જાણે કળીઓના સમુદાયથી રોમાંચ થયાનું સૂચવતાં હોય નહીં? તેવાં કુરબકનાં વૃક્ષોથી સુંદર, આશોપાલવનાં નવીન અંકુરોની સુંદરતાથી શોભાયમાન દશ દિશાવાળા, પ્રકાશ પામેલાં પુષ્પોનાં કેશરોની રજથી ભુખરા વર્ણવાળા, પુષ્પોની રજઃ કણથી પીળાં માંજરોને વહન કરનાર, ભ્રમરાઓના સુંદર શબ્દોથી મનુષ્યને હર્ષ પમાડનારાં, મદજળની પેઠે કાળાં મુચકુંદ નામનાં વૃક્ષોની શાખાની સુગંધીમાં ખેંચાયેલા નિઃશંક હાથીઓનાં ગંડસ્થળોની ખંજોળને ઉત્પન્ન કરનાર, કેટલેક દીવસે પ્રસવ કરનારી કુકડીઓએ કરેલી ગુફા વાળા બગીચાઓથી શોભાયમાન, ચકલાંની સાથે ફરતાં તેમનાં બચ્ચાંના સુંદર શબ્દોથી મનોહર, સાથે ફરનારી પોતાની સ્ત્રીને ચાંચવડે ખોરાક આપવામાં નિપુણ ચકોર પક્ષિથી રમણીય, પર્વતની લીશી શીલાઓ ઉપર સુતેલાં સસલાનાં બચ્ચાથી સુંદર, વડની વડવાઇની ગુફાની અંદર વિશ્વાસ રાખી બેઠેલી ગરોળીઓ વાળો, નિઃશંક મૃગલાનાં ટોળાંથી ભરપૂર, સ્વચ્છંદ ખેલતા નોળાઆંઓથી પરીપૂર્ણ, મનોહર કોકીલોએ ભક્ષણ કરેલી સુગંધીદાર આંબાની મંજરીથી સુંદર, સુગંધીદાર આંબાના બગીચામાં વાગોળતાં ચમરીમૃગોનાં ટોળાથી ભરપૂર, કાનને બીજો શબ્દ નહીં સાંભળવા દેનારાં પર્વતની તળેટીમાંથી નિકળતાં પાણીનાં મોટાં ઝરણાંના અવાજથી આવેલી નિદ્રાને પરવશ થયેલા

હાથીઓના કર્ણ રૂપી નગારાંને બંધ કરનાર, વનમાં રહેલી વનદેવીઓનાં મનોહર ગાયનોના અવાજથી આનંદ પામતાં રૂરૂ નામનાં મૃગલાંઓથી અતિ રમણીય, ચીરાયેલાં હળદરનાં વૃક્ષોના રસથી રંગાયેલ મુખવાળાં વરાહનાં બચ્ચાંઓથી શોભાયમાન, ચણોઠીના ઢગલા ઉપર ગુંજારવ કરનારાં જાલક નામનાં પક્ષિઓના સમુદાય વાળા, આંખીઓના કરડવાથી કોપાયમાન થયેલા વાંદરાઓનાં બચ્ચાંઓના તિક્ષણ નખના અગ્ર ભાગ વડે ચીરી નાંખેલાં રાતાં જીવડાંના ફાડાથી ભરપુર, વજ્રની ધારા જેવા કઠોર નખવાળા પ્રચંડ થાપાથી ચીરાયેલાં મદોન્મત્ત હાથીઓનાં કુંભસ્થળોમાંથી પડતી મદની ધારાવડે છંટાયેલી કેશવાળીથી તેજસ્વી દેખાતા કેસરીસિંહોના સમુદાયથી ભયાનક, એવા મહા સમુદ્રના કિનારા તરફ કેટલેક દૂર આવી પહોંચ્યો.

અને અતિ ચંચળ મોજાંના સમુદાયથી ઊંચા ભુજ કરી નૃત્ય કરનારા શંકરના જેવી શોભાને ધારણ કરનાર, અગર જાણે વરૂણ દેવની વિજયની પતાકા હોય ? શેષનારાયણના શરીર ઉપરની કાંચળીની પેઠે સુંદર, ચંદ્રમાને બનાવતાં બાકી રહેલાં પરમાણુઓની પંક્તિ હોય ? લક્ષ્મીદેવીનો જળક્રીડા કરવાનો પ્રવાહ હોય ? જળદેવતાના રહેવાનાં મંદિરમાં રચેલી ચંદનની ભીતિ હોય ? એવી ફીણની પંક્તિઓથી શોભાયમાન; જાણે પૃથ્વી ઉપર બીજું ઉતરેલું આકાશ હોય ? ઉછળતાં પાણીના ફણગા રૂપી મુક્તાફળોથી દેવતાઓને લોભાવતો હોય તેવો; અભયદાન માગવા આવેલા અને પાંખો વાળા [1]પર્વતોથી અંદરના ભાગમાં ભરપુર; સગરરાજાના સાઠ હજાર પુત્રોએ ખોદેલો; કલ્પ વૃક્ષને ઉત્પન્ન થવાની ખત્રીરૂપી; મણિઓનો અને

---

(૧) જયારે પાંખોવાળા પર્વતો એક ઠેકાણેથી ઉડી અને બીજે ઠેકાણે જતા તેથી પ્રજાને અતી દુઃખ થવા લાગ્યું ત્યારે ઇંદ્રે વિચાર

રત્નોનો ભંડાર; જળચર હાથી અને મગરના સમૂહથી વ્યાપ્ત; નાની માછલીઓના સમુદાયનો ભક્ષણ કરવાની ઇચ્છાથી અંદર ફરનારા મગરોથી શોભાયમાન; અતિ ચંચળ તિમીંગલ (વ્હેલ) નામના મત્સ્યોથી ભરપૂર, કિનારા ઉપર રહેલા કેળોના બગીચાઓથી સુંદર, પર્વતોના સંચારથી કિનારા ઉપરની ચપળ લવલી, લવીંગ, માતુલીંગ, નામની લતાઓના ગુચ્છાથી મનોહર; વાયુથી વિસ્તાર પામેલા તરંગોના ચાલવાથી ચંચળ, તાળ અને હિંતાળના સમુદાયથી ચપળ; જળમાં રહેનારાં જળ મનુષ્યોનાં જોડાંઓએ દબાવેલ કિનારાના કોમળ શેવાળ વાળો, પરવાળાંનાં અંકુરોની અણીઓથી ચીરાયેલ મોઢા વાળાં અને ખેદ પામતાં નાનાં શંખલાંઓથી વિચિત્ર થયેલી શીલાઓ વાળા કીનારાથી સુંદર, પાંખો વાળા પર્વતોની પાંખોના ઝપાટાથી ડોહોળા પાણી વાળો; સમુદ્ર મંથન કરતી વખત મંદરાચળ પર્વતના ફરવાથી જે ઘુમરીઓ પડતી હતી તે ઘુમરીઓને જાણે હજી પણ ધારણ કરતો હોય નહીં? ફીણોના સમુદાયથી જાણે અપસ્માર (વાઇ) ના રોગને ધારણ કરતો હોય? કીનારા ઉપર રહેલાં બકુલ વૃક્ષોની સુગંધીથી મદીરાની સુગંધીવાળો હોય? ગર્જના કરવાથી જાણે ક્રોપાયમાન હોય? નીશ્વાસો ખાવાથી ખેદ પામતો હોય? તરંગોથી કટાક્ષ મારતો હોય? રામચંદ્રજીએ બાંધેલી પાજરૂપી હાથીને બાંધવાનો સ્થંભ હોય? તેવો શોભાયમાન; લુંણને ઉત્પત્તિ થવાનું

---

કરી પોતાના હાથમાં વજ્ર લઈ પર્વતની પાંખો કાપવા તત્પર થયો; ત્યારે કેટલાક પર્વતો ઉડી સમુદ્રમાં પડ્યા અને બાકીના પર્વતોની પાંખો કાપી નાંખી.

(૨) कुंभीनसीकुक्षिमिव लवणोत्पत्तिस्थानं, લવણ નામના દૈત્યને ઉત્પન્ન થવાનું સ્થાનક કુંભીનસી રાક્ષસીના પેટની બરોબર.

સ્થળ; વિસ્તાર પામેલી નદીઓ રૂપી [3]સ્ત્રીઓના તરંગ રૂપી અધર પાન કરવાથી મનોહર, વિસ્તાર[4] પામેલાં કિનારાઓથી સુંદર, જેમ હાથીખાનામાં બંધાયેલી અનેક હાથીઓના ફુત્કારવાળું હાથીઓનું બંધન સ્થાન તેમ જળમાં આવેલા અનેક હાથીઓના ફુત્કાર શબ્દોથી ભરપુર શેવાળ અને [5]માછલાંઓથી મનોહર, જેમ ઉત્તમ કુળનો આશ્રય કરી રહેલા સત્પુરૂષો તેમ પર્વતોને રહેવાનું સ્થાન વિષ્ણુને [6]રહેવાનું સ્થાનક; મદોન્મત્ત ઝુંડ[7] અને મગરોથી ભરપુર; નીરંતર જળવાળી[8] નદીઓનાં મુખથી રમણીય; જેમ ચંદનના રસથી સીંચાયેલો વિરહી પુરૂષ, તેમ ચંદનના નામની નદીથી મળેલો અથવા ચંદનના જળથી સીંચાયેલો. જેમ રતિક્રિડામાં નિપુણ સ્ત્રીઓએ પામેલો વિલાસી પુરૂષ તેમ નર્મદા નદીથી અતિ મનોહર; કાઢી નાખેલ [9]ઝેરવાળો અને જળના

---

(૩) व्याकरणमिव विततस्त्रीनदीकृत्यबहुलम, સ્ત્રી સંજ્ઞા અને નદી સંજ્ઞાના ઘણા કાર્યથી ભરપુર વ્યાકરણ શાસ્ત્રની માફક સુંદર.

(૪) राजकुलमिव दृश्यमान महापात्रं મહાન કારભારીને દર્શાવનારાં રાજાનાં કુળોની માફક સુંદર.

(૫) विश्वामित्र पुत्रवर्गमिवांभोज चामर मत्स्योपशोभितम्. કમળોથી ચામરોથી અને મત્સ્ય દેશોના અધિપતિથી શોભાયમાન, વિશ્વામીત્રના પુત્રોની માફક મનોહર.

(૬) साधु मिवाच्युत स्थितिरमणीयं, ઇશ્વર ઉપર આસ્થા રાખનાર મનોહર સત્પુરૂષોની માફક.

(૭) सुनृपमिवसज्जनक्रमकरं, સજ્જન પુરૂષોનો બંદોબસ્ત કરી આપનારા શ્રેષ્ટ રાજાની માફક.

(૮) कृतमन्युमिव करतोयाल्पुतमुखं, હાથમાં પાણી લઈ મુખને ધોઈ સાફ કરનાર ક્રોધીષ્ટ પુરૂષની પેઠે રમણીય.

(૯) વિરોધાભાસ અલંકાર શરૂ થાય છે. उद्धृतकालकूटमपि

प्रचरित विशालाक्षी जेमांथी तमाम ऊर डाळ ... ॥

समूहने प्रगट करनार.

(१०) अतिवृद्ध सपिसुंदरीपरिवृत्तकंदं, अति वृद्ध अवस्थाने पहोंचेलो छे तोपण् कंठने विशे सुंदरीओ आलिंगन करालेलो छे.

(११) सुरोत्पत्ति स्थानमप्यसुराधिष्ठितम्, देवने उत्पत्ति थवानुं स्थळ छे तोपण दैत्योनुं रहेवानुं स्थानक.

(१) श्री भागवतमांथी. चंद्रमाओ पोताना गुरु बृहस्पतिनी स्त्री तारामां मोह पामी तेनुं हरण कर्युं अने तेमां बुध नामनो चंद्रथी पुत्र उत्पन्न थयो.

(२) भागवतमांथी इंद्रराजाओ ज्यारे वृत्रासुरनो संहार कर्यो त्यारे तेने ब्रह्महत्या लागी ते ब्रह्महत्याना भयथी सर्वठेकाणे त्रास पामी अंते मानसरोवरना कमळना नाळवामां पेसी रह्यो; त्यारे नहुष राजा पोताना

પરસ્ત્રી ( ઈંદ્રાણી ) માં ઈચ્છા કરી જેથી તેને બ્રાહ્મણો તરફથી શાપ મળ્યો, તેથી તેને અજગરનો અવતાર લેવો પડયો; બ્રાહ્મણની[3] કન્યા સાથે વિવાહ કરવાથી યયાતિ રાજા શાપ પામી વૃદ્ધાવસ્થાને પામ્યો; સોમક રાજાએ જંહુ નામના પોતાના પુત્રનો સંહાર કર્યો. તેથી તેની નિર્દયતા પ્રગટ થઇ; પુરૂકુત્સ રાજા પણ અતિ નીચ હતો;

---

પ્રતાપથી ઈંદ્રાસન ઉપર બીરાજતા હતા. રાજ્યાસનનાં મદથી એક દિવસ તેણે ઈંદ્રાણીને કહ્યું જે હું ઈંદ્ર છું, માટે તમે મારી સંગાતે વિલાસ ભોગવો; આવી રીતે તેનાં વચન સાંભળીને ઈંદ્રાણીએ ગુરૂને તે વૃત્તાંત કહ્યું. ત્યારે ગુરૂએ જવાબ આપ્યો કે જ્યારે તમે બ્રાહ્મણે ઉપાડેલી પાલખીમાં બેસી મારી પાસે આવો ત્યારે તમારા વચનને અનુસરીશ એમ નહુષ રાજાને કહેવું. એ પ્રકારની ગુરૂની સલાહ પ્રમાણે ઈંદ્રાણીએ નહુષને જવાબ આપ્યો; તેથી નહુષ રાજા પણ કોઈ દિવસ બ્રાહ્મણોની પાસે પાલખી ઉપડાવી ઈંદ્રાણીને મહેલે જાય છે; તેવામાં નહુષ રાજાએ તે મુનિઓમાંથી કોઈ મુનિનો તિરસ્કાર કર્યો, તેથી ક્રોધિષ્ટ મુનિએ તેને અજગર થવાનો શાપ આપ્યો.

(૩) બળી રાજાની પુત્રી શર્મીષ્ટા, અને શુક્રાચાર્યની પુત્રી દેવયાની, બન્ને પોતાની સખીઓ સાથે નદીએ ગયાં. ત્યાં કિનારે લુગડાં ઉતારી નદીમાં સ્નાન કરવાને પ્રવેશ કરી સ્નાન કરે છે, તેવામાં પાર્વતી સહિત શંકરને ત્યાંથી નિકળતા જોઈ સર્વ સખીઓએ બહાર નિકળી પોતાનાં લુગડાં પેહેરી લીધાં. ઉતાવળમાં શર્મીષ્ટાએ પોતાનાં લુગડાં છોડી દેવયાનીનાં કપડાં પહેરી લીધાં. દેવયાની જળમાંથી બહાર આવે ત્યાં પોતાનાં કપડાં શર્મીષ્ટાએ પેહેરેલ છે તેમ જાણી શર્મીષ્ટાને તેણે અતિ કઠોર વચનો કહ્યાં. શર્મીષ્ટાએ પણ દેવયાનીને અતિ કઠોર વચન કહી, સખીઓને સાથે લઇ પાણી વીનાના કુવામાં નગ્ન દેવયાનીને ફેંકી દીધી

કુવલયાશ્વ રાજાએ પણ અશ્વતરની કન્યાનું હરણ કર્યું; નગરાજાને પણ કાકીડનો અવતાર લેવો પડયો હતો. શું કલિયુગે રાજાઓનો

---

તેવામાં યયાતી રાજા શિકાર કરવાના શ્રમથી તૃષાતુર થઇ જ્યાં જળ ગોતવા કુવા પાસે આવે ત્યાં કુવાની અંદર નગ્ન સુંદરીને જોઈ, પોતાની ઉપરણી કુવામાં નાંખી અને તે દેવયાનીનો હાથ ઝાલી બહાર કાઢી; તે દિવસથી દેવયાની તે રાજાનેજ પતિ ભાવથી વરી. અને પછી ગામમાં આવી પોતાના પિતા શુક્રાચાર્યને શર્મીષ્ટાનું સર્વ વૃત્તાંત કહ્યું; તેથી શુક્રાચાર્યે ગુરૂ પદવીની નિંદા કરી પોતાની દીકરી દેવયાનીને સાથે લઈ ગામમાંથી જવાની તૈયારી કરી. ત્યારે દૈત્યોને ખબર થયા જે આપણું સર્વસ્વ ગુરૂ રિસાઇ જાય છે, જેથી બળી રાજા આદિ સર્વે દૈત્યોએ આવી ક્ષમા માગી ત્યારે શુક્રાચાર્ય શાંત થઈ કહે છે, કે મારેતો કાંઈ નથી, તમે પુત્રી દેવયાનીનું મન મનાવો; તેવાં આચાર્યનાં વચન સાંભળી સર્વ દૈત્યો દેવયાની પાસે જઇ તેની ઇચ્છા પુરી કરવા કહેવા લાગ્યા. ત્યારે દેવયાનીએ કહ્યું જે જો મને ખુશી કરવા ચાહતા હો તો મને જ્યાં મારા પિતા આપે ત્યાં વાંસે શર્મીષ્ટા દાસી થઇને આવે, આવી રીતે દેવયાનીનું કહેવું સાંભળી દૈત્યોએ વિચાર્યું જે સર્વના નાશ કરતાં એકને દાસીની પદવી ભોગવવી તે કાંઇ હરકત જેવું નથી, તેમ ધારી દેવયાનીની પ્રતીજ્ઞા કબુલ કરી, ગુરૂ શુક્રચાર્યને પાછા ગામમાં રાખ્યા. શુક્રાચાર્યે પોતાની પુત્રી યયાતિ રાજાને આપી સાથે શર્મીષ્ટાને આદિ દાસીઓ મોકલી. તે વખતે યયાતિ રાજાને કહ્યું જે આ શર્મિષ્ટાને વિષે કોઈ દિવસ કુદૃષ્ટિ કરીશ નહીં, અને જો તેમ થશે તો હું શ્રાપ આપીશ. એમ કહી પોતાની પુત્રીને સાસરે મોકલી. કેટલાંક વર્ષ ગયા પછી શર્મીષ્ટા અને રાજા બન્નેની ઇચ્છાથી બળી રાજાની પુત્રી શર્મીષ્ટામાં

પરાજય નથી કર્યો ? શંવરણ રાજા પણ મિત્રની પુત્રીમાં મોહ પામ્યો; દશરથ[5] રાજા પણ અતિપ્રીય રામચંદ્રજીના વિરહથી મરણ પામ્યો;

---

યયાતી રાજાથી સંતાન થયાં. તેથી તે પોતાના પતિની સાથે રીસાઇ અને પોતાના પિતાને ઘેર આવીને સર્વ હકિકત શુક્રાચાર્યને નિવેદન કરી, તે સાંભળી શુક્રાચાર્યને ક્રોધ ચડયો અને તેથી તેણે તે રાજાને વૃદ્ધપણું આવે તેવો શાપ આપ્યો.

(૪) નગરાજા અતિ દાનવીર હતો, તેને નિરંતર અનેક ગાયોનાં ટોળાંનું દાન કરવાનો નીયમ હતો. તે રાજાએ કોઇ વખત પેહેલે દીવસે જે ગાય બ્રાહ્મણને દાનમાં આપી હતી તે ગાય રાજાના ગાયોના ટોળામાં આવી ગઇ બીજે દીવસ ગાયોનાં દાન આપવાની વખતે જે ગાય પેહેલે દીવસ એક બ્રાહ્મણને અપાયેલી તેજ ગાય બીજે દીવસ અજાણતાં બીજા બ્રાહ્મણને અપાઇ ગઇ, બ્રાહ્મણ ગાય લઇ રાજદ્વાર બહાર નિકળ્યો ત્યારે પેહેલા બ્રાહ્મણે કહ્યું કે એજ ગાય મને રાજાએ ગઇ કાલ્લ આપી હતી; તે તું કેમ લઇ જાય છે. તે વખતે હાલ લઇ જનારે કહ્યુ કે મને રાજાએ હાલ આપી છે. એવો વિવાદ કરતા બન્ને બ્રાહ્મણો રાજા પાસે ગયા; રાજાએ બન્નેને સમજાવવા માંડ્યા, પણ તેમાંનો એક પણ સમજ્યો નહીં. આખર બન્ને ગાય મુકી ચાલ્યા ગયા. તેટલા વખતમાં રાજાનો કાળ આવ્યો, ને રાજાને યમધાનીમાં લઇ ગયા. ત્યારે ધર્મરાજાએ પૂછ્યું કે પુણ્ય ભોગવશો કે પાપ! તેના જવાબમાં પ્રથમ પાપની માગણી કરી, ત્યારે એક વખત આપેલું ગાયનું દાન ફરીને બીજાને આપવાના પાપમાં તેને કાકીડાનો અવતાર લેવો પડયો.

(૫) કેકયી નામની પોતાની સ્ત્રીને આપેલાં દશરથ રાજાનાં વચનો સત્ય કરવા સારૂ જ્યારે શ્રી રામચંદ્રજી વનવાસ ગયા. ત્યારે

કાર્તવીર્ય રાજાએ પણ ગૌબ્રાહ્મણને પીડા કરી અને તેથી તે મરણ પામ્યો; યુધિષ્ઠિર[૬] રાજાએ પણ રણસંગ્રામમાં પોતાનું સત્ય છોડી આપ્યું; શાંતનુ રાજા પણ અતિ દુઃખથી ગહનવનમાં વિલાપ કરવા લાગ્યા; એવી રીતે જોતાં કોઈ પણ પ્રાણિ નિષ્કલંક નથી, માટે હું પણ આ સમુદ્રમાં દેહનો ત્યાગ કરૂં છું. એમ વિચારી ટીટોડીના તીક્ષ્ણ નખોની અણીઓથી ચીરાએલાં માછલાંઓથી વ્યાપ્ત, ચપળ શકુલ નામની માછલીઓના કડકાવાળા જળના ઉછાળાથી યુક્ત, શિયાળોએ છોડી દીધેલ ભયાનક કાચબાની ખોપરીઓથી ભરપૂર, એવા કિનારાવાળો; અતિ ચપળ જળના વેગથી યુક્ત, અતિ ચંચળ અને સુંદર માછલાંઓને ભક્ષણ કરવાની ઇચ્છાવાળા અને લાગ જોઇ બેઠેલા બગલાઓના સમૂહથી ધોળા કિનારાવાળો; જળની અંદર બતકની લીલાથી ઉછળેલી જળની કણિકાની સાથે મળેલા અતિ વેગવાન પરીપૂર્ણ, સૂર્યનાં કિરણોથી શોભિતાં જળ વાળો;

---

દશરથ રાજાથી પુત્રનો વિરહ સહન થયો નહીં અને તેથી તેણે પોતાના દેહનો ત્યાગ કર્યો.

(૬) યુધિષ્ઠિર રાજા સત્યવાદી હતા, તે કોઇ દીવસ અસત્ય ભાષણ કરતાજ નહીં તેમને પણ મહાભારતનાં રણ સંગ્રામમાં જે વખતે અશ્વસ્થામા હાથી મરણ પામ્યો. ત્યારે રણસંગ્રામમાં મોટો ભયાનક શબ્દ થયો. તે સાંભળી દ્રોણાચાર્યને પોતાના પુત્ર અશ્વસ્થામાના મરણની સંભાવના થતાં તે વખતે રણસંગ્રામમાં સત્યવક્તા યુધિષ્ઠિર છે, એમ જાણી યુધિષ્ઠિરને પુછવા જતાં ધર્મરાજા અર્જુન વગેરેના આગ્રહથી જાણતાં છતાં ધર્મરાજા ( નરોવાકુંજરોવા ) પુરૂષ મરણ પામ્યો હોય અથવા હાથી મરણ પામ્યો હોય એવી રીતે જુઠું બોલ્યા.

મદેવની સ્ત્રી રતીના નખ ધોવા સારૂ રચેલી રત્નની શળી હોય? કામ દેવની રત્નની છીપ હોય તેવું ઇંદ્રનું ધનુષ્યબાણ પ્રકાશ પામવા લાગ્યું. વળી દુર્વાથી કાળી, ક્ષેત્ર રૂપી કોઠા વાળી, ચોપાટમાં (તે સમયમાં) ઉત્પન્ન થયેલાં લીલાં, પીળાં, કાળાં, રાતાં, દેડકાં રૂપી સોગઠાંથી નીતિની રીતે વર્ષાકાળ જુગટે રમવા લાગ્યો. જાણે સૂર્ય રૂપી દિવાથી ઉત્પન્ન થયેલ કાજળના જેવા કાળા મેઘ રૂપી કસોટીના પાણા ઉ- પર વર્ષા કાળ રૂપી સોનીએ સોનાની લીટી તાણેલી હોય? તેવી વીજળી પ્રકાશ પામવા લાગી, જાણે વિરહી મનુષ્યોનાં હૃદયનું ખંડન કરનાર કામદેવનું કરવત હોય? તેવું કેતકીનું પુષ્પ શોભવા લાગ્યું. જાણે ચચળ વિજળી રૂપી કરવતીથી વેરેલાં મેઘ રૂપી લાકડાંમાંથી વાયુને વેગેથી પડતો ભૂકો હોય? તેવા વરસાદના છાંટા પડવા લાગ્યા. જાણે દિશારૂપી સ્ત્રીઓના ત્રુટેલા મોતીના હારમાંથી વિખરાયેલાં મોતી હોય? અગર અતિપવનના વેગથી આમતેમ ભટકતાં કઠોર વાદળાંના પરસ્પર ભટકાવાથી તારાઓનો ભુકો થઇ નીચે પડતો હોય? ત્રીભુવ- નના વિજય કરવાની ઇચ્છાથી પ્રસ્થાનું કરનાર કામદેવને માટે વધાવવા કરેલી કમોદની અંજલી હોય? તેવા કરાઓ અતિશય શોભવા લાગ્યા.

તે પછી ખંજન પક્ષિઓની ઉત્તમ ગતિથી સુંદર, ક્રૌંચપક્ષિના સંચારનો વિસ્તાર કરનાર, ભારદ્વાજ પક્ષિઓથી ઝાડોના સમુદાયને અતિવાચાળ કરનાર, રમણીય પ્રાતઃકાળથી મનોહર, ભ્રમણ કરનાર પોપટના સમૂહથી સુંદર, કમોદનાં ક્ષેત્રોથી લલિત દેખાવ વાળો રા- જહંસોના આવવાથી વિરાજમાન, કંસના શત્રુ કૃષ્ણના શરીરની શોભાને ધારણ કરનાર આકાશથી પ્રકાશિત, હંસના શોભાની બરાબર સ્વચ્છ અને વૃદ્ધ મેઘવાળો, શ્વાન જાતમાં ધાટી પ્રીતિને ઉત્પન્ન કર- ... સ્ત્રીઓના

મધુર શબ્દોથી સુંદર સરોવર વાળો, સુગંધીદાર મોથમાં લુબ્ધ વરાહોના મોઢાથી ખોદાયેલા તળાવના કિનારાથી શોભાયમાન, ચંચળ ચાતક પક્ષિ વાળો, સંચાર કરનાર મત્સ્ય પુત્રિકાના અને અનેક પક્ષિઓના મધુર શબ્દોથી આનંદ આપનાર, કદંબ નામનાં વૃક્ષોનો તિરસ્કાર કરનાર, શંખનો દ્વેષ કરનાર, કમળોથી વિસ્તાર પામેલ, થોડાં થોડાં વાદળાં વાળો, ચળકતા તારાથી સુંદર, ચંદ્રમાથી મનોહર, તળાવનાં મિઠાં પાણીથી આનંદ આપનાર, તીરની સમીપમાં રહેલાં માછલાનું ભક્ષણ કરનારા બગલાઓથી શોભાયમાન, બોલતાં બંધ પડેલાં દેડકાના સમૂહ વાળો, કાંચળી ઉતારી નાંખેલા સર્પ વાળો, કાંચનના છેકની માફક ગૌર શોભાને ધારણ કરનાર, જનાવરોના ઉચ્ચ સ્વરથી શોભાયમાન, સુંદર સુગંધીને હરણ કરનાર, સુગંધીદાર વાયુથી રમણીય, કુમુદના પુષ્પોને હર્ષ પમાડનાર ચંદ્રના પ્રકાશને વધારનાર, ખરી ગયેલ પીચ્છાવાળા મયૂરોથી ભરપુર, અંત શબ્દ કરનારી ટીટોડીઓથી વ્યાપ્ત, હંસોથી ભરપૂર, કમોદનાં ક્ષેત્રોમાં આનંદથી ગીત ગાનારી ગોપીઓનાં ગાયનોથી હર્ષ પામેલાં હરિણોનાં ટોળાંથી મનોહર, કેહેવા માત્ર બાકી રહેલી જુઈના સમુદાય વાળો, માલતીનાં પુષ્પોને કરમાવનાર, બપોરીઆનો બંધુ રૂપ, ઉત્તમ ઔષધિઓને પ્રગટ કરનાર, ઇંદ્રના ધનુષ્યનો નાશ કરનાર, કુંકુમની રજના સમૂહથી દિશાઓને પીળી કરનાર, કમળોને પ્રકાશ કરનાર, એવો શરદ ઋતુનો સમય આવી પહોંચ્યો.

તે વખતે કંદર્પકેતુ રાજાએ ફરતાં ફરતાં એક પાણાની પુતળીને નજરે જોઇ, આશ્ચર્ય પામી મોહથી અને શોકના આવેગથી મારી સ્ત્રીના જેવી આકૃતી વાળી આ પુતળી છે એમ હાથેથી તેનો સ્પર્શ કર્યો. આ પ્રમાણે સ્પર્શ કરવા માત્રમાંજ તે પુતળી પોતાનો

શીલામય સ્વભાવ છોડી દઈ ફરીથી વાસવદત્તાના સ્વરૂપને પામી.

તે વાસવદત્તાને જોઇ કંદર્પકેતુ રાજા જાણે અમૃતના સમુદ્રમાં મગ્ન થયો હોય? તેમ ઘણા કાળ પર્યંત તેનું આલિંગન કરી તેને પુછવા લાગ્યો. હે પ્રિયે વાસવદત્તા આ શું વૃત્તાંત છે તે કહો.

એવી રીતે કંદર્પકેતુ રાજાના પુછવાથી વાસવદત્તાએ લાંબો અને ઉંડો નિશ્વાસ મુંકી નીચે પ્રમાણે કહ્યું. હે આર્યપુત્ર ? પાપિણી અને મંદભાગ્યવાળી હું તેને સારૂ હેમહાભાગ! આપે રાજ્યનો ત્યાગ કર્યો. અને એકા એક સાધારણ મનુષ્યની પેઠે વાણીથી નહીં કહી શકાય તેવાં અને મનનાં વિચારમાં ન આવે તેવાં દુઃખો ભોગવ્યાં. આ પ્રમાણે કહી પોતાનું નીચે મુજબ વૃત્તાંત શરૂ કર્યું. જ્યારે ઉપવાસને આદિ શ્રમથી અતિ દુર્બલ અવસ્થામાં આવેલા છતાં ફળાદિક ઉપર આપ નિર્વાહ કરવા લાગ્યા. ત્યારે હું ફળ ફળાદિક લેવા નજીકના વનમાં વૃક્ષોને જોતિ જોતિ કેટલાક મૈલને છેટે ચાલી ગઇ. તેવામાં ઝાડોની ઝાડીમાં રહેલ સેનાનાં માણસો સહિત, જેમાં સેનાધિપતિના ડેરા તંબુ ઉભા કર્યા છે એવો, જેમાં ઘોડાઓ ઉપરથી સામાન ઉતારી નાંખેલો હતો, ઘોડાની હણહણાટી સભળાવાથી મનોહર, વિશ્રામ કરવાને સુચવણી આપવા સેંકડો દુંદુભીઓના થતા અવાજથી શોભતો, મિઠાંજળનાં સ્થળોનો શોધ કરનાર, તૈયાર કરવામાં આવેલી ધ્વજાવાળી બજારથી શોભાયમાન, એવો સેનાનો પડાવ મારી નજરે આવ્યો. શું આ મને ગોતવાને મારા પિતાની સેના આવી છે, અથવા આર્યપુત્રને ગોતવા આ સૈન્ય આવ્યું હશે? એમ વિચાર કરૂં છું તેટલા વખતમાં સીપાઇઓના કહેવાથી સેનાધિપતિ મારૂં વૃત્તાંત જાણી મારી તરફ ધસી આવ્યો. તેજ વખતે સૈન્ય સહિત મૃગયા કરવા આવેલ બીજો બાજુેાનો સેનાધિપતિ પણ મારી તરફ ધસી આવ્યો. પછી

મેં વિચાર કર્યો કે આ વૃત્તાંતના જો હું આપને ખબર કહીશ તો આપ એકાકિ હોવાથી આ સેનાથી આપનો સંહાર થાય, તેથી તેમ નહીં કરવા ધાર્યું. અને ભલે આ બંન્ને સેનાઓનાં મનુષ્યો મને મારી નાખે એવો વિચાર કર્યો. તેટલામાં જેમ એક માંસના પીંડ માટે બે ગીધ પક્ષિઓ લડે, તેમ તે બંન્ને સેનાઓનું પરસ્પર યુદ્ધ થયું. અને એક બીજાનાં ધનુષ્યોથી છુટતાં બાણોના વરસાદથી થયેલી ગીર્દીએ કરી સૂર્યની કિરણોને ઢાંકી આપનાર, રણ સંગ્રામમાં કુશળ હાથીઓએ પોતાના દંતુશળથી ઊંચા કરી ફેંકેલા સુરવીર પુરૂષોનું ઉત્સાહથી આલિગંન કરનારી [1]વિદ્યાધરીઓને હર્ષ પમાડનાર, રણસંગ્રામને જોવા આવેલા અનેક દેવતાઓ ગંધર્વો અને ચારણોના થતા સંચારથી વ્યાપ્ત, જેમાં ભયંકર વેતાળ નામનો ભૂત ધડો અને મસ્તકોને ઉપાડી લઇ જાય છે, તેવો મદોન્મત્ત યોદ્ધાઓની તરવારથી કતલ થએલ હાથીઓના પગ રૂપી કાનનાં આભૂષણોથી પીશાચણોને આશ્ચર્ય પમાડનાર, વીર રસને ઉત્પન્ન કરનારાં સુંદર શબ્દ વાળાં નાંદીઓનાં ગાયનોથી શોભાયમાન, ભયથી ત્રાસ પામી દિશાઓમાં ભાગી જનારાં મનુષ્યો વાળો, ભયંકર સંગ્રામ સરૂ થયો તે વખતે શિયાળોએ ઇચ્છા કરવા લાયક માંસના પીંડમાં અને સર્પે કરડેલ શરીરને વિષે જેમ બચવાનો વિશ્વાસ આવતો નથી તેમ બચવાની આશા નહીં રાખનારા શૂરવીર પુરૂષો ધનુષ્યોની દોરી ખેંચી

(૧) રણુસંગ્રામમાં જે શૂરવીરો મરણ પામે છે. તેને વરવાને દેવ સ્રીઓ આવે છે જેથી આ રણસંગ્રામ થતી વખત વિદ્યાધરીની ઘટા આકાશમાં જામી રહી હતી. અને ત્યારે તેમાં છકેલા હાથીઓએ શુંઢવડે ઊંચા ફેંકેલા વીર પુરૂષોનું આલિંગન કરી વીદ્યાધરીઓ હર્ષ પામતી.

સંગ્રામમાં શત્રુઓનાં પ્રાણો ખેંચવા લાગ્યા; અને જેમ યાચક જનોના સમુદાયને નહીં સહન કરનારા ઉદાર પુરૂષો તેમ મદજળના ઝરવાથી મનોહર અને બાણના પ્રહારને નહીં સહન કરનારા, જેમ શૃંગાર રસથી ભરપૂર અને સુંદર સુવર્ણના અલંકારોથી શોભાયમાન ઉત્તમ વિલાસી પુરૂષો તેમ સોનાની અંબાડીઓથી અને મનોહર અલંકારોથી શોભાયમાન, જેમ સૂકાં વૃક્ષોથી અને મનોહર કેળોથી શોભાયમાન ઉત્તમ બગીચાઓ તેમ ભ્રમરાઓની પંક્તિઓથી શોભાયમાન અને દંતુશળથી સુંદર, જેમ તારાઓની પંક્તિથી શોભિતી રાત્રી તેમ વ્રણ વગરના, જેમ કમળોને પ્રફુલ્લિત કરનારા દિવસો તેમ જળમાં હર્ષ પામનારા એવા હાથીઓ શોભવા લાગ્યા. વળી જેમ અવ્યવસ્થિત ચિત્તવાળા પુરૂષો શાંતિનો ત્યાગ કરે છે તેમ રણભૂમિનો ત્યાગ કરનારા, જેમ ઘુમરીઓના ફરવાથી અને તરંગોથી શોભાયમાન સમુદ્રો તેમ મંડળ ફરવાથી સુંદર અને ચંચળ ચાલથી મનોહર, જેમ મલ્લિકા નામની લતાઓથી રમણીય બગીચાનો પ્રદેશ તેમ માલતી પુષ્પોનાં જેવાં નેત્રોથી રમણીય, જેમ નવીન પાત્ર (વાસણ)ને ધારણ કરનારાં કુળવાન પુરૂષોનાં ગૃહો તેમ સુંદર યોદ્ધાઓનું આકર્ષણ કરનારા, જેમ ઉત્તમ મણિઓ વાળા સમુદ્રો તેમ સુંદર દેવમણિ સ્વરૂપ, જેમ ઇંદ્રને ધૈર્ય આપનારા દેવતાઓ તેમ શરીરમાં ખોટ ખાંપણ વિનાના ઘોડાઓ વિરાજતા હતા. વળી ત્યાં જાણે બીજાની નીંદા સાંભળવામાં તત્પર, કાનથી અને ખળ પુરૂષોના ઉદયના અને સત્પુરૂષોનાં દુઃખોના સાક્ષીરૂપ નેત્રોથી, અને નીચ જનોને પણ નમનાર મસ્તકથી, ઇશ્વર કૃપાવડે હું આજ જુદું થયું. તેનાજ હર્ષથી હોય નહીં ? તેમ ધડ ઘણી વાર નાચવા લાગ્યું. વળી તેવામાં મશ્કરીથી હાસ્યરસને ઉત્પન્ન કરી જેમ રસિક પુરૂષો અન્યનાં નેત્રો મિંચાવી આપે છે, તેમ સર્વ પ્રાણીનાં નેત્રોને

ઢાંકી દેનારી, પર નિંદા સાંભળવામાં નહીં ઇચ્છા કરનારા પુરૂષો જેમ કાનને બંધ કરે છે તેમ કાનના વ્યાપારને બંધ કરનારી, જેમ વાયુના વિકારથી ચિતભ્રમ થઇને ઉન્માદ થાય છે તેમ પવનના વેગથી ફેલાયેલી, જાણે દેવસ્ત્રીઓની આંખે પડદા આપનારી હોય ? અગર યુદ્ધ કરનારા યોદ્ધાઓને અંધકાર બતાવનારૂં પ્રદોષકાળનું અંધારૂં હોય ? તેવી, જેમ વટલેલો મનુષ્ય પોતાના કુળમાં તડ઼ા પાડે છે તેમ પૃથ્વીમાં તડ઼ા પાડનારી, જેમ મિમાંસા શાસ્ત્ર જૈન્ય શાસ્ત્રનો તિરસ્કાર કરે છે તેમ આકાશને ઢંકી આપનારી, જેમ વિષ્ણુનાં ચરણનો આશ્રય કરનારા સત્પુરૂષો તેમ આકાશનો અવલંબન કરનારી એવી રણસંગ્રામની ભુમિમાંથી ઉડેલી ધૂળની ડમરી ચડવા લાગી.

કોઇક રણવીર રાવણનો સંહાર કરનારા રામચંદ્રજીની માફક ગર્જનાટી કરનારા યોદ્ધાઓનો સંહાર કરવા લાગ્યા. કોઇક નરકાસુરનો સંહાર કરનાર શ્રી કૃષ્ણની પેઠે યોદ્ધાઓનાં મસ્તકોનું છેદન કરવા લાગ્યા. કોઇક વેદની શ્રુતિનું ખંડન કરનારાં જૈન્ય શાસ્ત્રોની માફક કાન મુખ અને નેત્રોનો નાશ કરવા લાગ્યા કોઇક ખોપરીની માળાવાળા અને મડદાંથી વિંટાયેલા અઘોરીની માફક મરેલા સુરવીરોથી વીંટાવા લાગ્યા. કોઇક જેમ શાથળ ભાંગવાની શંકા ધરનારા દુર્યોધને પાણીમાં પ્રવેશ કર્યો, તેમ મોટા પરાજયની શંકા લાવીને પાણીમાં ડુબવા લાગ્યા. કોઇક બાણ શય્યા ઉપર સુતેલા ભીષ્મપિતામહની માફક બાણોથી છેદાયેલ શરીરવાળા શુરવીરો કેટલાક વખત સુધી શ્વાસો શ્વાસ ખાવા લાગ્યા. જેમ સર્વ શરીરમાં વ્યાકુળ થઈ [1]કર્ણરાજાએ પોતાની સાંગ (શક્તી) ફેંકી તેમ સર્વ અવયવમાં ખેદ

---

(૧) કર્ણ રાજાને ઇંદ્રે પ્રસન્ન થઈ અમોઘ સાંગ આપી હતી. તે સાંગનો કર્ણરાજા અર્જુન ઉપર ઘાવ કરવાના હતા. પણ અ-

પામેલા કોઇક યોદ્ધાઓએ પોતાનું સામર્થ્ય છોડી આપ્યું. આખર પડી ગયેલ ધ્વજાવાળાં, નાશ પામેલ પતાકાવાળાં, ધનુષ્ય અને ચામરના ખંડન થવાથી અતિ ખેદ પામતાં, પડી ગયેલ તરવાર વાળાં, બન્ને સૈન્યો મરણની દશાને પામ્યાં.

તેવામાં જે મુનિનું આ લડાઇ થવાનું સ્થાનક-આશ્રમ હતું, તે મુનિ વનમાં પુષ્પ ફળ મૂળ લેવા ગયા હતા, (પછવાડે આ યુદ્ધ થયું.) વનમાં તે મુનિને આશ્રમમાં થયેલા સર્વ સમાચાર મળ્યા, તેથી પોતાના આશ્રમમાં આવી તે મુનિએ મને શાપ આપ્યો. જે તારે વાસ્તે મારૂં આશ્રમ નાશ પામ્યું. માટે તું શીલામય થઇ જા. અનંતર તે વખતે અતિ દીન અને દુઃખ પામતી મને જોઇ દયા લાવી તે રૂષીએ આપના હાથનો સ્પર્શ થવા સુધી શાપની મર્યાદા કરી.

આ હકીકત કહેતામાંજ શેહેરમાંથી રાજાનો મિત્ર મકરંદ ત્યાં આવી પોંહોચ્યો, તેથી પોતાના મિત્ર મકરંદને અને વાસવદત્તાને સાથે લઈ કંદર્પકેતુ રાજા પોતાના શેહેરમાં ગયો. અને યથેચ્છિત વૈભવનો અનુભવ કરવા લાગ્યો.

---

અર્જુનની ગેર હાજરીમાં ભીમસેનના પુત્ર ઘટોત્કચ્ચેં કૌરવનાં સૈન્યો સહિત કર્ણ રાજાને વ્યાકુળ કર્યો. જેથી કર્ણે તેના ઉપર પોતાની શાંગનો ઘાવ કર્યો. તેથી તે ઘટોત્કચ મરણ પામ્યો.



**ભોજપ્રબંધ**—મૂળ સોક ગુજરાતી ભાષાંતર ધારાધિપતિ ભોજના સમયના મહા કવિઓના વિનોદો ભોજની ઔદાર્યતા, અને જુદા જુદા વિષયોપર સુમારે એક હજાર શ્લોકોનો સંગ્રહ પૃષ્ઠ ૬૦૦ પુંઠું પાકું સોનેરી રૂ. ૧-૮-૦ પોષ્ટેજ રૂ ૦-૪-૦

**અધ્યાત્મ્ય રામાયણ**—ગુજરાતી ભાષાંતર સઘળી રામાયણોમાં આ રામાયણ શ્રેષ્ટ છે. મૂલ્ય રૂ. ૧ાા

**મિત્રધર્મ—સમિત્ર ચરિતાવળી**—મિત્રે મિત્ર પ્રતિ શી રીતે વર્ત્તવું, પ્રાચીન કાળમાં મિત્રો કેવા હતા, મિત્ર એટલે શું, મિત્ર શાને માટે છે,. વગેરે વગેરે અમૂલ્ય વિષયોથી આ પુસ્તક અલંકૃત કરવામાં આવ્યું છે. મુલ્ય રૂ. ૦-૧૨-૦ પોષ્ટેજ જુદું.

**પુત્રધર્મ માતાપિતાની સેવા**—પુત્રે માતાપિતા પ્રત્યે કેવી રીતે વર્ત્તવું, પુત્રનું કર્ત્તવ્ય, પુત્ર વધુનું કર્ત્તવ્ય ? પિતૃભક્ત પુત્રોનાં દ્રષ્ટાંતો વિગેરેથી ભરપૂર કરવામાં આવ્યું છે. આ પુસ્તક માટે સંખ્યાબંધ અભિપ્રાયો મળી ચુક્યા છે. મુલ્ય રૂ. ૧-૦-૦ પોષ્ટેજ જુદું.

**પુરૂશ લક્ષણ પરીક્ષા**—દાનવીર, દયાવીર, યુદ્ધવીર વિગેરે પુરૂષોનાં દ્રષ્ટાંતો તેના ભેદો કળાઓ વિગેરે ઉત્તમ વિષયોથી ભરપૂર પુસ્તક. મુલ્ય રૂ. ૧-૦-૦ પોસ્ટેજ ૦-૩-૦

**ભામિની વિલાસ**—મુળશહિત ગુજરાતી ભાષાંતર, જગન્નાથ પંડિત કૃત, ભામિની વિલાસમાં શૃંગાર, નીતિ અને વૈરાગ્યના ૪૦૦ ઉત્તમ શ્લોકોનું સંગ્રહ છે. મુલ્ય રૂ. ૦-૮-૦ પો ૦-૨-૦

## મારા તરફથી છ[illegible] બહાર પડેલાં લોકપ્રિય ઉત્તમ પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| વ્યાપાર શિક્ષક ત્રણુ ભૌ. | ૨-૦-૦ | દ્વારકાંમહાત્મભાષાંતર | ૦-૧૨-૦ |
| શ્રીકૃષ્ણુ જન્મખંડ ભા. | ૧-૮-૦ | પુરૂષ લક્ષણ પરિક્ષા | ૧-૦-૦ |
| ભોજપ્રબંધ મૂ ભા. | ૧-૮-૦ | વિષ્ણુસહસ્ત્રનામ મૂ | ૦-૨-૦ |
| અધ્યાત્મ રામાયણુ ,, | ૧-૮-૦ | ભીષ્મસ્તવરાજ ,, | ૦-૧-૬ |
| રસમંજરી. મૂ. ભા. છ. | ૧-૮-૦ | અનુસ્મૃતિ ,, | ૦-૧-૦ |
| વલ્લભદિગ્વિજય ત્રી અવૃત્તિ | ૧-૮-૦ | ગજેન્દ્રમોક્ષ ,, | ૦-૧-૬ |
| મહાભારત અઢારે પર્વ સાર | ૧-૮-૦ | રામગીતા ,, | ૦-૧-૬ |
| પંચરત્નગીતા પુસ્તક ૧૬ | ૧-૦-૦ | આત્મબોધ ,, | ૦-૧-૦ |
| આ. ૪૦ વર્ષ ચૈત્રી પંચાં. | ૧-૦-૦ | તત્ત્વબોધ ,, | ૦-૧-૬ |
| મિત્રધર્મ શ્લોક સાથે | ૦-૧૨-૦ | વિદ્યાર્થીનો સાથી | ૦-૧-૬ |
| વાસવદત્તા | ૦-૧૨-૦ | દંપતિ ધર્મ. | ૦-૪-૦ |
| દેવીમહાત્મ્ય બન્ને ભા. જુ. | ૦-૧૨-૦ | વાસવદત્તા પ્રેમીવાર્તા | ૦-૧-૬ |
| સતીધર્મ પતિસેવા ભા. ૧ | ૧-૮-૦ | જ્ઞાનોપદેશ વાકયાવાળી | ૦-૧-૦ |
| સતીધર્મ પતિસેવા ભા. ૨ | ૧-૮-૦ | જયશંકર મહિમન | ૦-૧-૦ |
| કામિનીચરિત્ર વાર્તા ૪૬ | ૦-૧૦-૦ | શીવકવચ | ૦-૧-૦ |
| [illegible]ીમદ્ભગવદ્ગીતા મુ. ભા. | ૦-૮-૦ | શીવસહસ્ત્ર નામાવળી | ૦-૧-૦ |
| ચંડીપાઠ મૂ સા. ભા. | ૦-૧૨-૦ | શિવરક્ષા મ. ભા. | ૦-૧-૦ |
| વ્યવહાર દર્પણુ | ૧-૦-૦ | શુકરંભાઅનેરાધકૃષ્ણુ | ૦-૧-૦ |
| સદ્‌વિદ્યાનાફળ શ્લોક સ. | ૦-૧૨-૦ | ચન્દ્રરૂપાવળી સંસ્કૃત | ૦-૦-૯ |
| બહોતરખંડ ભાષાંતર | ૧-૮-૦ | શિવપૂજન અને પ્રાર્થના | ૦-૦-૬ |
| જામશ્રી વિભાજી ચ. | ૦-૬-૦ | રેલ્વેનો ભોમીયો | ૦-૦-૬ |
| માતાપિતાની સેવા | ૧-૦-૦ | શિવસ્તોત્ર મૂ. ભા. | ૦-૩-૦ |

આ સઘળાં પુસ્તકો મુંબઇ, અમદાવાદ, કચ્છ અને કાઠિયાવાડ શહેરોના નામીચા બુકસેલરો તથા જામનગર કર્તાને ત્યાંથી મળશે.

જામનગર. | વિશ્વનાથ ગોવિંદજી ત્રિવેદી .. કર્તા.

